# અર્દા વિરાફ નામું.

તે સાથે

## ગોશતે ફ્ર્યાનો,

હાદોખ્ત નસ્ક,

અને

એકવીશ નસ્ક,

એ ત્રણ કેતાબો વધારા તરીકે આપવામાં આવીછે.




કીંમત રૂપીયો એક.

# ખુલાસા.

આ અર્દાવિરાફ નામાં ઉપરથી માલમ પડેછે કે, સાસાનયન પાદશાહોના વખતમાં ભાગી પડેલા મજદયસની ધરમને સજીવન કરવાને જ્યારે કોશેશ થઇ હતી તે વખતે ઇરાનમાં તરેહવાર જાતના મહજબો ઉત્પન્ન થયલા હતા અને જરથોસ્તીઓનું પોતાના ધર્મ વિષેનું યકીન ડામાડોલ થયું હતું, જેથી તેમનું યકીન પાછું ઉસતવાર કરવાને માટે એવું ઠરાવવામાં આવ્યું કે એક ઘણાજ પરહેજગાર માહ પુરૂશે પોતાની પરહેજગારી અને ઇલમની બરકતથી મીનોઈ જેહાંનમાં ફરી આવી બેહેસત અને દોજખ વિષેનું તેમજ નેકી શું છે તથા બદી શું છે તેનું વર્ણન પોતાના ભાઇબંધ લોકોને સમજાવવું. આ કામ માટે ઘણીક તપાસ કરી અર્દાવિરાફ નામે એક ઘણાજ અશો મોબેદને પસંદ કરવામાં આવ્યો, તે માહ પુરૂષનું રૂહ સાત દિવસે મીનોઈ જેહાંનની મુસાફરી પુરી કરી આવ્યું હતું. આ મુસાફરીમાં સરોશ અશો અને આદર ઇજદ નામના બે ફરેસ્તાઓએ તેને મદદ આપી હતી જેઓએ તેને દાદાર હોર્મજદ અને અમસાસપંદો સાથે મુલાકાત કરાવી બેહેસ્ત, હમેસ્ત ગેહાંન અને દોજખના જુદા જુદા તબક્કાઓ દેખાડયા હતા. દોજખમાં પાપી રવાંનોને તેમનાં બુરાં કામોનાં પ્રમાણ મુજબ વધતી ઓછી સજા ભોગવતાં તેણે દીઠાં. બેહેસ્તના પણ જુદા જુદા તબક્કાછે જેમાં પણ અશો રવાનો તેમની નેકીઓનાં વધતાં ઓછાં પ્રમાણ મુજબ ચહડતું ઉતરતું સુખ ભોગવેછે એમ વિરાફે દીઠું હતું. જેમની નેકી અને બદીનું પ્રમાણ સરખું હોયછે તેમને હમેસગેહાંનમાં રાખવામાં આવેછે. વિરાફે પોતાની મીનોઇ જેહાંનની મુસાફરીથી પાછા ફરી સંઘલો હેવાલ જાહેર કર્યો જેને વિરાફનામું કરી કેહવામાં આવેછે અને આ તેના હેવાલથી મજદયસ્ની લોકોનું પોતાના ધરમ વિષેનું યકીન મજબુત થયું હતું.

હાલના સુધરેલા વખતમાં આવાં ધર્મ સંબંધી લખાણો જેટલાં મલી આવે તેટલાં બનતાં તુલીક ચાલુ જમાના તથા આવતા જમાના માટે જાલવી રાખવાની ખાહેસથી અમે સન ૧૮૭૨ ના સાલમાં મુંબઈની નામદાર સરકારના મોટા આશરા હેઠલ વર્તેમબર્ગમાં છપાયલાં "બુક ઓફ

અર્દા વિરાફ"* નામનાં મોહટાં પુસ્તકને આધારે ચાલુ ગુજરાતી જબાનમાં આ "અર્દાવિરાફનામું" પ્રગટ કીધું છે. વલી એ નામાં મધે ઠેકાણે ઠેકાણે "વંદીદાદ" તથા બીજા ધર્મસંબંધી કેતાબોમાંથી મલી આવતા મુકાબલા ઘટતી જગયાએ નોટમાં આપ્યાછે, જેથી આ નામાં મધે આવેલી બાબદોને મુસ્તકીમ ટેકો મલેછે.

વધારા તરીકે આ નામાં સાથે **ગોસ્તે ફ્રયાનો**, તથા **હાદોખ્ત નરક** નામની બીજી એ પેહલવી કેતાબોનો તરજુમો તથા **એકવીસ નરક**-ની જાણવા જોગ વીગતો આપવામાં આવીછે.

સર જમશેદજી જરતોસ્તી મદરેસા તથા મુલ્લાં ફીરોઝ મદરેસાના એક આગલા ચંચળ અથોરનાન વિદ્યાર્થીએ આ કેતાબ મધે અમને જે મદદ કીધી છે તે માટે તે જવાન વિદ્યાર્થીનો અમે આ તકે ઉપકાર માનીએ છિએ.

આશા છે કે આ કેતાબને જરતોસ્તી આલમ તરફથી પુરતો આશરો મલશે. જો પુરતો આશરો મલશે તો એવીજ બીજી પુરાની કેતાબો પ્રગટ કરવાને અમને ઉલટ મલશે.

પ્રગટ કર્તા.

---

* "The Book of Arda Viraf. The Pahlvi Text prepared by Dastur Hoshangji Jamaspji Asa, revised and collated with further Mss., with an English Translation and Introduction, and an appendix containing the Text and Translation of the Gosht-i-Fryano and Hadokt nask by Martin Haug, Ph. D., assisted by E. W. West, Ph. D. 1872."

# સાંકળિયું.

---

# વધારો.

## ગોસ્તેફ્રયાનો.



## હાદોખ્ત નસ્ક.



## એકવીશ નસ્ક.

# અર્દા વિરાફ નામું.

## પ્રકરણ પેહેલું.

### યજદાંનનાં નામથી.

**સીકંદર પાદશાહનો ઈરાંન ઉપર હુમલો—અવસ્તાનાં પુસ્તકોનો નાશ ઇરાંનીઓમાં માહોમાહે કુસંપ અને એકેકથી ઉલટા ધર્મોની ઉત્પતી—આદર ફ્રોબાહ આતશ બેહેરાંમમાં જરથોસ્તીઓનું અનજુમન—મીનોઇ દુન્યામાં એક કાસદ મોકલવાનો ઠરાવ—તે માટે થયલી વિરાફની પસંદગી.**

એમ કેહેવાયલું છે કે, એક વાર અશો જર્થોસ્તે, ધર્મ જે તેને (ખોદા તાલા તરફથી) મલ્યો હતો, તે દુન્યામાં ફેલાવ્યો. અને ૩૦૦ વરસ પુરાં થયાં ત્યાં સુધી તે ધર્મ પવિત્રતાથી પાલવામાં આવગો હતો અને માણસો ગુમાન વિનાના હતા (એટલે કે તેઓ ધર્મ ઉપર કશો શક બતાવતા ન હતા). પણ પાછલથી લ્યાંનતી દર્વંદ ગનામિનોએ માણસોને આ ધર્મ વિષે ગુમાન લાવનારાં કરવા માટે લ્યાનતી રૂમી[1] એલેકજાનદર જે મુજરાઈકમાં[2] રેહેતો હતો તેને ઉશ્કેર્યો, જેથી તે ઈરાંન દેશ ઉપર સખ્ત ઘાતકીપણાં અને લડાઈ તથા વેરાંન્યત સાથે આવ્યો. તેણે વલી ઈરાંનના પાદશાહને કાપી નાખ્યો, અને પાયતખ્ત શેહેર તથા શેહેનશાહતનો નાશ કર્યો અને તેમને ઉજડ કર્યાં. અને આ ધર્મ (નું લખાણ) એટલેકે સઘલા અવસ્તા અને જંદ જે ચર્મ પત્રો ઉપર અને સોનેરી સહીથી લખાયલા હતા તે સ્તાખર પાપકાંનનાં[3] દફતરખાનાંમાં અનામત રખાયા હતા; અને

---

૧. રોમન શેહેનશાહતનો જે ભાગ એશયા તથા આફ્રિકામાં હતો અને જે ઉપર રોમનોએ રાજ્ય કર્યું હતું તે મુલકમાં વસનારને "રૂમી" કેહેવામાં આવતો હતો.

૨. મુજરાઇક એ ફારસી મુદ્રાય અને મુજરામ એટલે મિસર દેશછે. એલેકજાનદર ઇજીપ્તમાં ફતેહ મેલવીને પાધરો ઈરાંન આવ્યોહતો અને તેથી તેને ઇજીપ્તનો રેહેવાસી ધારવામાં આવ્યો હતો, જ્યારે ખરેખર તો તે મૅસીદોન્યાનો રેહેવાસી હતો.

૩. સા સાન્યન રાજ્યના અમલમાં પર્સેપુલીસનું એ નામ હતું; હાલની ફાર્સિમાં તેને ઈસ્તખર કહેછે.

બદબખ્ત, બુરૂં કામ કરનાર પાપી આસમોગની દુશ્મની રૂમી એલેક જાનદર જે મુજરાઈકમાં (મિસરમાં) રેહેતો હતો તેને લઈ આવી અને તેણે તેમને(ધર્મનાં લખાણોને) બાલી નાખ્યાં.[૪] અને તેણે કેટલાક દસ્તુરો અને દાવરો અને હેરબદો અને મોબેદો અને દીનદાર લોકોને તથા ઇરાંન દેશના બાહોશ અને ડાહપણવાલા લોકોને મારી નાખ્યા. તેણે ઇરાંનના ઉમરાવો તથા ઘરધણીઓમાં એક બીજા વચ્ચે ધીઃકાર તથા કજયો તંટો નાખ્યો (ઊત્પન્ન કર્યો), અને (સેવતે) આત્મઘાત કરીને તે દોજખમાં નાહસી ગયો.[૫] અને તે પછી ઈરાંન દેશના લોકો વચ્ચે એક બીજા સાથે ગુંચવાડો અને મારામારી (ઉભી થઈ) હતી. અને એ રીતે તેમનો કોઈબી વડો, કે પાદશાહ, કે સરદાર કે દિનથી માહીતગાર દસ્તુર ન હતો અને તેઓ ખોદાતાલાને માટે શકમંદ થયા હતા; અને ઘણી જાતના ધર્મો અને તરેહવાર જાતનાં ઈમાંનો અને ગુમાંનો તથા તરેહવાર દિનનાં ફ્રર્માનો દુન્યામાં ફેલાયાં હતાં; સારાં રૂહવાલા અને અમર્ગ આદર્બાદ મારેસ્પંદનો જન્મ થયો ત્યાં સુધી (એવો) મામલો ચાલુ રહ્યો હતો, [કે જેની (આદર્બાદની) છાતી ઉપર દિનકર્દમાં આવેલી વાર્તા મુજબ પીતલ પીગલાવીને રેડવામાં આવ્યું હતું;[૬]] અને જુદા જુદા ધર્મો અને મહજબોનાં ઘણાં (ઉલટાં) ફ્રર્માનો મુજબ ઈનસાફ થતો હતો; અને સસ્પિગાંનમાં[૭] બી આ ધર્મ (ની કેતાબ)વાલા લોકો શકમંદ હતા. અને જરથોસ્તી ધર્મના બીજા મોબેદો તથા દસ્તુરો હતા તેમનામાંના કેટલાક (દીનના) વફાદારોને (આ કારણને લીધે) ધાસ્તી લાગી;

---

૪. એલેકજાનદરે ધર્મની કેતાબો બાલીનાખવાની આ બીના ખોટી સમજથી લખાઇછે, અને એ કેતાબો તો મુસલમાનોએ બાલી નાખી હતી, એમ કેટલાક લખનારાઓનું મત છે. કેટલાકો કહેછે કે, દફતરખાનાંમાં બબે નકલો હતી જેમાંની અકેકી ગ્રીકોએ લઇને તેનો પોતાની ભાષામાં તર્જુમો કરાવ્યો હતો. દાયોદોરસ અને કર્શ્યસ નામના તવારિખ કર્તાઓ લખેછે કે, છાકત પણાંની બાહારમાં એથીન્યન દર્બારી થેસના ઉશ્કેરવાથી અને ઝરક્ષિસે નાશ કરેલાં ગ્રીક દેવલોનાં વેરમાં એલેકજાનદરે પર્સેપુલીસનો કીલ્લો તથા મેહેલ બાલી નાખ્યો હતો. એર્યાન નામનો ગ્રંથ કર્તા બી ઈરાંનીઓનો મેહેલ બાલવાની વીગત જણાવે છે.

૫. એલેકજાનદરનાં કવખતનાં મરણ બાબદ એ ઈસારો છે.

૬. દિનકર્દમાં લખેછે કે, હોર્મજદનાં છોકરા અને પાદશાહોના પાદશાહ શાપુરનાં રાજયમાં આ ખનિરથના લોકો જર્થોસ્તી ધર્મ તરફ દામાદોલ યકીનના થવાથી દસ્તુર આદર્બાદ મારેસ્પંદે એ ધર્મની ખુબી બતાવવા માટે પોતાની છાતી ઉપર પીત્તલ પીગલાવીને નમાવ્યું હતું પણ જર્થોસ્તી ધર્મની ખુબીથી તેને કાંઇબી ઈજા થઈ ન હતી, જેથી લોકોનો એ ધર્મ ઉપર પાછો ઈતબાર ફેલાયો અને જર્થોસ્તી ધર્મ દુન્યામાં આશકારા થયો હતો. કોઈવાર ધાતુને પીગલાવીને માણસની સચ્ચાઇ તપાસવા માટે તેની જીભ અથવા અંગો ઉપર રેડવામાં આવતું હતું; જો તેથી તેને કશી ઈજા ન થતી તો તેને સાચો ગણવામાં આવતો હતો.

૭. શસ્પિગાંન એ એક દફતરખાંનાનું નામછે.

અને તેમની એક અનજુમન ફતેહમંદ આદરફરોબાહ'નાં[૮] મકાંનમાં બોલાવવામાં આવી હતી; અને ત્યાં ભાષણો અને ઘણીક પ્રકારના સારા વિચારો એવિષે અપાયા હતા; સઘલાઓનો સામાન્ય અભીપરાય હતો કે એક ઉપાય શોધવાની આપણને જરૂર્યાત છે, કે જેથી આપણામાંનો કોઇ જઇને મિનોઈજદોથી ખબર લઈ આવે, કે જેથી આ જમાનાના લોકો જાણે કે આ ઇજશ્ને અને દરૂન તથા આફ્રિનગાન તથા નીરંગ તથા પાક્યાવ કુસ્તી તથા બર શનુમની જે ક્રિયાઓ આપણે કર્યે છિયે તે ખોદાતાલાને પોહોંચેછે કે દેવોને પોહોંચેછે અને તે આપણા રવાંનોની મદદે આવેછે કે નહી. પછી ધર્મના દસ્તુરોનાં એક મતથી તેઓએ સઘલા લોકોને આદર ફરોબા આતશનાં મકાંનમાં બોલાવ્યા અને સઘલી સંખ્યામાંથી તેઓએ સાત શખ્સોને જુદા પાડયા કે જેમને ખોદાતાલા અને ધર્મ વિષે સેહેજબી ગુમાન ન હતું, અને જેમના પોતાના વિચારો અને સુખનો તથા કામો રાસ્ત અને પવિત્ર હતાં; અને તેમને આ પ્રમાણે કેહેવામાં આવ્યું હતું:—તમે બેસી જાઓ, અને તમારામાંથી એકને પસંદ કરો કે જે આ કામને માટે ઘણોજ સરસ, ઘણોજ નિર્દોશ અને માનવંતો હોય અને પછી તે સાત શખ્સો બેઠા અને તે સાતમાંથી ત્રણ જણને પસંદ કરવામાં આવ્યા અને તે ત્રણમાંથી એકજ જણ પસંદ થયો જેનું નામ વિરાફ હતું. કેટલાકો તેને નિશાહપુર્થન કહેછે. પછી વિરાફ આ ચુકાદો સાંભલીને ઉભો થયો, છાતી સાથે હાથની અદબ વાલી અને બોલ્યો: કે અગરજો તમારી મેહેરબાની હોય તો તે અનગમતું મંગ[૯] (એક જાતની કેફી વસ્તુ) મને ના આપતા જ્યાં સુધી કે (સઘલા) મજદયસનાનો અને મારે માટે ચીઠી કાહાડો ત્યાં સુધી; અને અગરજો ચીઠી મારાં નામની નીકલશે તો હું ખુશી સાથે તે અશો અને પાપી લોકોની દુન્યામાં જઈશ અને આ સંદેસો બરાબર લઈ જઈને ખરો (જવાબ) લાવીશ. આથી મજદયસ્નાનો અને વિરાફને નામની ચીઠીઓ પેહેલી વાર "હુમત" શબ્દ બોલીને, બીજીવાર "હુખ્તથા" અને ત્રીજી વાર "હ્વર્સ્ત" બોલીને કાહાડવામાં આવીજે દરેક ચીઠી વિરાફનાં નામની નીકલી.

---

૮. ઈરાંનના સર્વેથી પુરાંના ગણાતા આતસોમાંનો એ એકછે. આ આતસને પેહેલવેહેલાં ખાઇરિજેમમાં ગદમનહોમનદ નામના પાહડ ઉપર પરથવામાં આવ્યો હતો, પણ પાદશાહ ગુસ્તાસ્પના વખતમાં તેને કાબુલના રોશાન પાહાડ ઉપર લઈ જવામાં આવ્યો હતો અને બુનદેહેશ કેતાબ લખાઇ ત્યારે તે ત્યાં મોજુદ હતો, જે ઉપરથી એમ ધારી શકાયછે કે એ ઉપરજણાવેલી સભા કાબુલમાં મલી હતી.

૯. પેહેલિ જમાનાંના લોકોમાં એવો વિચાર હતો કે, જે કોઇ મરદ ઘણોજ પરેહજગાર હોય તે જો "મંગ" નામની એક કેફી વસ્તુ પીએછે તો તે પોતાના આત્માને પેલી દુન્યામાં મુસાફરી કરાવી બેહેસ્ત દોજખનો મહીમા દેખાડી શકેછે- પાપી મરદ એ ચીજ પીએ તો સામું પોતાને નુકશાંન કરી મેલે.

## પ્રકરણ બીજું.

**વિરાફને મિનોઇ દુન્યામાં મોકલવા સામે તેની બેહેનોની ફરયાદ-દસ્તુરોએ તેમને શાંત પાડવી-વીરાફે કરેલી ગુજરેલાંઓની આરાધના-"મંગ" પીને વિરાફનું ખાબમાં પડવું-દસ્તુરોએ તથા તેની બેહેનોએ ૭ દીવસ અને રાત રાખેલી ચોકી.**

વિરાફને સાત બેહેનો હતી, અને તે સઘલી સાત બેહેનો વિરાફની બાયડીઓ જેવી હતી; તેઓએ ધર્મનો મોહોડે અભ્યાસ કર્યો હતો અને તેઓ બંદગી કરતી હતી. અને જ્યારે તેમણે (વિરાફને લગતી આ ખબર) સાંભલી ત્યારે તેઓ તેમની (અનજુમનની) આગળ ઘણીજ દલગીર થતી આવી, તેઓએ ચીચ્યારીઓ પાડી તથા કલ્પા કર્યા, અને મજદ યસ્નાનોની અનજુમનની સન્મુખ ગઈ. તેઓએ ઉભી થઈ નમન કર્યું, અને કહ્યું કે, ઓ મજદયસ્નાનો તમે આ ચીજ ના કરો; કારણ કે અમે સાત બેહેનો છિયે. અને તે એક પુરો ભાઈ છે; અને અમે સઘલી સાતે બેહેનો તે ભાઈની બાયડીઓ જેવી છિયે, અને જે પ્રમાણે કે ઘરનાં એક બારણાને સાત ઓતરંગ જડેલા હોયછે અને નીચે એક થાંભલો હોયછે, અને જો કોઈ તે થાંભો ઉંચકી જાય તો તે પેલા ઓતરંગને પાડી નાખશે, તેજ પ્રમાણે અમે સાત બેહેનો માટે આ એક પુરો ભાઇછે જે હમારૂં જીવતર અને ગુજરાંન છે; તેની તરફથી (અમને થતો) દરેક ફાયદો ખોદાતાલા તરફથી આવેછે. જો તમે વખત આગમચ (કવખતે) આ ફાંની દુન્યામાંથી તે ગુજરેલાંઓની દુન્યામાં તેને મોકલશો તો તમે વિનાકારણે અમારીઉપર ગેર ઈનસાફ કરશો. તે મજદયસ્નાનોએ તે શબ્દો સાંભલ્યા ત્યારે તેઓએ તે સાત બેહેનોને શાંત કરી, અને કહ્યું કે, અમે તમને સાત દિવસમાં વિરાફ સલામત અને તનદરોસ્ત સ્વાધીન કરીશું, અને આ માનની મોટાઇ આ માણસ પાસે રેહેશે (યાને વિરાફ નામીચો થશે). એ સાંભલવાથી તેણીઓ સંતોશ પામી. પછી વિરાફે તે મજદયસ્નાનોની સન્મુખ છાતી સાથે હાથની અદબવાલી કહ્યું કે એવો કાયદો છે કે પેહેલે મારે ગુજરેલાં રવાંનોની આરાધના કરવી જોઈએ, ખોરાક લેવો જોઈએ અને વશ્યતનામું કરવું જોઈએ; એ પછી તમે મને દારૂ તથા "મંગ" આપજો. દસ્તુરોએ તેને ફરમાવ્યું કે એ મુજબ તમે અમલ કરો. પછી દિનના તે દસ્તુરોએ તે મિનોનાં રેહેથાનમાં[૧૦] એક જગા પસંદ કરી કે જે અશોઈથી ૩૦ કદમ દૂર હતી.[૧૧]

૧૦. આદર ફરોબા આતશનાં મકાંનમાં.

૧૧. એનું કારણ એ કે, વિરાફનું રૂહ પેલી દુન્યામાં જવાનું હોવાથી આ દુન્યામાં તેનું કાલબુદ મુવેલું ગણાય અને વંદિદાદ પ્રમાણે ગુજરેલાંની લાસને આતસ, પાણી અને બર્સમથી ૩૦ કદમ દૂર રાખવી જોઇએ.

વિરાફે પોતાનું માથું અને તન ધોયું અને નવાં કપડાં પેહેરયાં; તેણે મીઠી સુગંધથી પોતાને ધુંઈ આપી અને તૈયાર કરેલા એક ઇધોરા ઉપર એક નવો અને સ્વચ્છ ગાલીચો બીછાવ્યો; તે સ્વચ્છ ગાલીચા ઉપર ઘટતે વખતે તે બેઠો અને દરૂનની બાજ ધરી ગુજરેલાં રવાંનોની આરાધના કરી અને ખોરાક ખાધો. પછી દિનના દસ્તુરોએ દારૂ તથા વિસ્તાસ્પનાં "મંગ"થી ત્રણ પ્યાલાં ભર્યાં; અને તેઓએ એક પ્યાલું "હુમત" બોલીને વિરાફને આપ્યું, બીજું પ્યાલું "હુખ્ત" બોલીને આપ્યું તથા ત્રીજું પ્યાલું "હ્વર્સ્ત" બોલીને આપ્યું; વિરાફ તે દારૂ તથા મંગ પી ગયો અને સુદ્ધીમાં હતો એટલાં બાજ પાછી મેલી અને ગાલીચા ઉપર ઉંઘાઈ ગયો. તે દિનના દસ્તુરો અને તે સાત બેહેનોએ સાત દિવસો અને રાત આતસ રોશન રાખી ધુંઈ ચાલુ રાખી અને નીરંગદીનના જંદ અવસ્તા તેઓ ભણ્યાં હતાં, તેઓએ ૨૧ નુસ્કો[12] યાદ કર્યા અને ગાથા ગાયા અને અંધારાંમાં પણ ચોકી કરતાં. તે સાતે બેહેનો વિરાફના ગાલીચાની આસપાસ બેઠી અને સાત દિવસ તથા રાત સુધી અવસ્તા ભણ્યા હતા. તે સાત બેહેનોએ મજદયસ્ની ધર્મના સઘલા દસ્તુરો અને હેર્બદો તથા મોબેદો સાથે કોઈબી રીતે પોતાનું સંભાલ કરવાનું કામ છોડી દીધું નહી.

---

## પ્રકરણ ત્રીજું.

**વિરાફનાં રવાંનની મિનોઈ દુન્યામાંથી આ દુન્યામાં પાછી પધરામણી–વિરાફે મજદયસ્નાનો માટે આણેલો મુબારકબાદીનો સંદેસો–વિરાફે બાજધરીખાનું ખાઈબાજ મેલવી અને એક નવિસંદો લાવવાને ફરમાવવું.**

વિરાફનું રવાંન કાલબુદમાંથી ચકાતે-દાઈતીકના[13] ચિન્વતપુલ તરફ ગયું અને સાતમે દિવસે પાછું આવ્યું તથા કાલબુદમાં દાખલ થયું. વિરાફ ઉઠીબેઠો જાણે કે ખુશનુમા ઉંઘમાંથી તે બીદાર થયો હોય. તે બહમન (યાને ભલી અકલ) નો વિચાર કરતો અને ખુશી થતો. તેની બેહેનોએ, દિનના દસ્તુરો તથા મજદયસ્નાનોએ, જયારે વિરાફને દીઠો ત્યારે તેઓ

---

૧૨. જુઓ વધારો "૨૧ નુસ્કો."

૧૩. બુન્દેહશના ૧૨ મા બાબમાં જણાવેછે કે ચકાતે-દાઈતીક (યાને ઈનસાફની ટોંચ) દુન્યાની અધવચમાં છે; તે સો માણસ જેટલી ઉંચીછે અને તે ઉપર ચિન્વતપુલ આવેછે કે જયાં રવાંનનો ઈનસાફ કરવામાં આવેછે. બહમન યસ્ત મુજબ કયાંમતને વખને હોર્મજદનો કાસદ નેર્યો સંગ તથા અશો સરોશ હોર્મજદના હુકમથી ભલા ચકાતે-દાઈતીક ઉપરથી પંગ દેજમાં જશે અને ત્યાં રેહેતા દસ્તુર પેસ્યોતનુને ફરમાવશે કે તેણે ઈરાનના દેશોમાં જઈ જર્થોસ્તી ધર્મની પાદશાહી પાછી સ્થાપવી.

ખુશ થયાં તથા હરખાયાં; અને તેઓએ કહયું કે અમે મજદયસ્નાનોના કાસદ ઓ વિરાફ તું કે જે ગુજરેલાંઓની દુન્યામાંથી આ જીવતાંઓની દુન્યાંમાં આવ્યોછે તે તું ભલે પધાર્યો. તે હેર્બદો અને દીનના દસ્તુરોએ વિરાફ આગલ નમન કર્યું. અને પછી વિરાફે તેમને જોઇને બાહાર આવી નમન કર્યું અને કહ્યું કે, "તમારે માટે છે તે સાહેબ અહુરમજદ અને અમસાસ્પંદો તરફથી આશિર્વાદ; અને અશો સ્પિતમ જર્થોસ્ત તરફથી આશીર્વાદ, અને અશો સરોશ તથા આદર ઈજદ તથા મજદયસ્નાનોની કીર્તિમંદ દિન તરફથી આશીર્વાદ, તથા બાકીનાં અશો રવાંનો તરફથી આશીર્વાદ તથા ગરોથમાંન બેહેસ્તમાં આસાંની તથા સુખથી રેહેતા બાકીના મિનો ઈજદો તરફથી આશીર્વાદ." અને પછી દિનના દસ્તુરોએ કહ્યું કે, ઓ વિરાફ તું જે અમે મજદયસ્નાનો કાસદછે તે એક લાયક નોકર છે, અને તારો (લાવેલો) આશીર્વાદ તારે માટે પણ હોજો. તેં જે કાંઈ દીઠુંછે તેનું વર્ણન ખરેખરૂં અમારી આગળ કર. ત્યારે વિરાફે કહ્યું કે, ભુખ્યા અને તરસ્યા માણસુને ખોરાક આપવો એ પેહેલું કામછે, અને પછી તેનેથી પુછપરછ કરવી અને તેને કામે લગાડવો. પછી દિનના દસ્તુરોએ કહ્યું કે એ વાત દરૂસ્ત અને વાજબી છે. અને સારોપકાવેલો અને સારી સુગંધનો (યાને સ્વાદિષ્ટ) ખોરાક તથા સેરવો અને થંડું પાણી તથા દારૂ લાવવામાં આવ્યો. તેઓએ વલી દરૂન ઈંજયો અને વિરાફે બાજધરી ખાણું ખાધું અને મ્યજદની ચાશની પુરી કરી તેણે બાજ મેલી, અને હોર્મજદ તથા અમસાસ્પંદોની તેણે સેતાયેશ કરી, તથા ખોર્દાદ અને અમર્દાદ અને અમ્સાસ્પંદોના સુગરાના કરી તે આફ્રીનગાન ભણ્યો. પછી તેણે ફરમાવ્યું કે, એક શ્યાના અને કાબેલ લખનારને લઈ આવો, જે મુજબ એક બાહોશ લખનાર જે કાબેલ હતો તેને તેઓ લઈ આવ્યા અને વિરાફે જે કાંઈબી કહ્યું તે તેણે બરાબર, ખુલ્લી રીતે તથા સમજ પડે એવી રીતે લખી લીધું.

---

## પ્રકરણ ચોથું.

**વિરાફને મિનોઈ દુન્યામાં જવા નીકલતાં પેહેલી રાતે સરોશ અને આદર ઈજદ સાથે થયલી ભેટ—વિરાફનું ચિન્વત પુલ ઉપર જઇ પોંહોંચવું—ત્યાં તેની એક અશો રવાંન સાથે થયલી ભેટ—તે રવાંનને મલતું અતી મોટું સુખ અને તે માટે તેની ફ્રેરદાર તરફથી તેને મલેલો ખુલાસો.**

વિરાફે તેને લખવા ફરમાવ્યું કે પેહેલી રાતે અશો સરોશ અને આદર ઈજદ મને મલવા આવ્યા, અને તેઓએ મને નમન કર્યું અને

કહ્યું કે, ઓ અર્દાવિરાફ તું ભલે પધાર્યો તો જો કે તું અતરે કવખતે આવ્યોછે. મેં કહ્યું કે હું એક કાસદછું. પછી ફ્તેહમંદ અશો સરોશે અને આદર ઈજદે મારો હાથ પકડયો. પેહેલું પગલું "હુમત" થી બીજું "હુખ્ત" થી અને ત્રીજું "હ્વર્સ્ત" થી ભરીને હોર્મજદના પેદા કરેલા, ઘણી સંભાળ કરનાર અને મજબુત ચિન્વત પુલ તરફ હું આવ્યો. જ્યારે હું ત્યાં પોહોંચ્યો ત્યારે મેં એક ગુજરેલાંનાં એક રવાનને દીઠું, જે પેહેલી ત્રણ રાત ગાઠાના આ શબ્દો ભણતું હતું: "ઉષ્તા અહમાઈ યહમાઇ ઉષ્તા કહમાઇચિત્" એટલે કે તે માણસ ભલોછે કે જેનેથી તેનો પોતાનો ફાયદો બીજા ધણીને પોંહોંચ્યો. તે ત્રણ રાતમાં તેને એટલો બધો ફાયદો અને સુખ તથા મઝા મલ્યાં કે જેટલો તેણે (પોતાની આખી) જીંદગીમાં દીઠો નહતો અને આ દુન્યાંમાં તે હતો તે વખતનાં કરતાં તે વધુ સુખી , આરાંમવાલો અને ખુશ દિસતો હતો. ત્રીજી બામદાદે તે અશોનું રવાંન ઝાડોના મીઠા સુગંધમાં ગયું. અને તે હૈયાત હતો તે વેલા તેના નાકને જે ખુશ સુગંધો મળ્યા હતા તેના કરતાં તે સુગંધ તેને વધુ ખુશ કરનારો લાગ્યો. એ સુગંધી હવા વધુ દક્ષિણ તરફની બાજુથી ખોદાતાલાની જગા તરફથી આવે છે.[૧૪] ત્યાં તેની આગલ તેની પોતાની દીન અને તેનાં કામો ખુબસુરત દેખાવની અને નેકી ભરેલાં કામોમાં ઉધરેલી એક સોહાંમણી બાયડીનાં આકારમાં આવી ઉભાં કે જે બાયડીનાં આંચલ ઘણાં પુશ્તીકારક અને શરીરને તથા જીવને ખુશ કરનારાં હોયછે, જેનો આકાર ઘણોજ ચકચકીત અને દેખાવ ઘણીજ ખુશી આપનારો હતો તથા તેને નીહાળવું ઘણું પસંદ કરવા જોગ હતું. તે અશોનાં રવાને તે બાયડીને પુછયું કે, તું કોણછે ? તું કોણ બાયડીછે ? કે જેણી કરતાં જીવતાંઓની દુન્યામાં વધુ સોહામણી અને વધુ ખુબસુરત શરીરની બાયડી મેં કદી દીઠી નથી. તેને તેણી કે જે તેનો પોતાનો ધર્મ અને તેનાં પોતાનાં કામો (નું રૂપ) હતી તેણે જવાબ વાળ્યો કે, ઓ સારા વિચારના, સારા સુખનોના, સારાં કામોના, સારા ધર્મના જુવાન્યા હું તારાં કામો છું. તારી ભલી ઈચ્છા અને કામોને લીધે તને હું દેખાઉંછું તેવી મોટી અને ભલી તથા સુગંધી અને ફ્તેહમંદ તથા દુઃખ વિનાની છું, કારણ કે દુન્યામાં તેં ગાઠા ગાયા હતા, અને ભલાં પાણીને

---

૧૪. ઈરાંનની ઉત્તર તરફના મુલકોમાં સખત થંડી વરસના દશ દશ મહિના સુધી પડતી હતી જેને અવસ્તામાં ગનામીનોનું કામ ગણ્યું છે જ્યારે જેમ જેમ દક્ષીણ તરફ ઈરાંનીઓ આવતા ગયા તેમ તેમ થંડી ઓછી અને ગરમી સારી પડવા લાગી જેથી દક્ષિણ દિશાને તેઓ હોર્મજદનું મકાન ગણવા લાગ્યા હતા.

તેં આરાધ્યાં હતાં, તથા આતસની તેં જાળવણી કરી હતી અને જે અશો માણુસ દુરથી તથા નજદીકથી આવતો તેને તારેથી માન મળતું હતું. જોકે હું જોરેમંદ છું તોપણ તારી મારફતે હું વધુ જોરેમંદ થઈછું; અને જોકે હું નેક છું તોપણ તારી મારફતે હું વધુ નેક બની છું; અને જોકે હું લાયકીવાળી છું તોપણ તારી મારફતે હું વધુ લાયકીવાલી થઈછું; અને જોકે હું ચકચકીત તખ્ત ઉપર બેઠી છું તોપણ તારી મારફતે હું વધુ ભપકાથી બેઠી છું, અને જોકે હું બુલંદ દરજ્જાની છું તોપણ તારેથી હું વધુ બુલંદ દરજ્જાની થઈછું; જે ભલા વિચારો અને ભલા સુખનો અને ભલાં કામો તું અમલમાં આણે છે તેને લીધે (હું આવી સરસ થઈછું.) જ્યારે તું હોર્મજદની સાથની પુર્સેસમાં તથા લાંબી બંદગીમાં ગુંથાતો ત્યારે તને તથા તારે પગલે ચાલતા અશો માણુસને માન મળતું. આમીન!

---

## પ્રકરણ પાંચમું.

**(વિરાફની મેહેર રશ્નુ, આસ્તાદ, મજદયસ્નીદિન અને બીજા ઈજદો તથા ફરોહરો સાથની મુલાકાત–રશ્નુને અશો તથા પાપી લોકોને ટોલતાં વિરાફનું જોવું.**

પછી તે ચિન્વત પુલની પોહોલાઈ પાછી નવ નીજક[15] લંબાઈની થઈ. અશો સરોશ અને આદર ઈજદની મદદથી હું સેહેલાઈથી, આસાંનીથી, હીમતથી અને ફતેહથી ચિન્વત પુલ પસાર કરી ગયો. મેહેર ઈજદ અને રશ્નુ રાસ્ત અને ભલા વાય ય જદ (યાને રામ ય જદ) અને ફતેહમંદ બેહેરાંમ યજદ અને દુન્યાની વૃદ્ધિ કરનાર આસ્તાદ અને મજદયસ્નાનોના ભલા ધર્મની કીર્તિથી મને રક્ષણ મળ્યું હતું. અને અશો લોકોનાં ફરોહરો અને બાકી રહેલા મિનોયજદોએ મને અર્દાવિરાફને પહેલાં નમન કર્યું. વલી મેં અર્દાવિરાફે રશ્નુ રાસ્તને દીઠો જેણે પોતાના હાથમાં સોનેરી ત્રાજવું પકડયું હતું અને જે અશો તથા પાપી માણુસોને તોળી જોતો હતો. અશો સરોશે તથા આદર ઈજદે મારો હાથ પકડયો અને કહ્યું કે, આગળ ચાલ કે જેથી અમે તને બેહેસ્ત અને દોજખ તથા બેહેસ્તમાં અશો લોકોને જે દબદબો, અને કીર્તિ અને આસાંની તથા સુખ, અને મઝા તથા ખુશી, અને ખુરશની તથા રાંમશ્ની તથા ખુશબોને બદલો મળેછે તે દેખા-

---

૧૫. નીજક એ એક જાતના અસલી વખતમાં વપરાતા ભાલાને કહેછે. એ ભાલાંની લંબાઈ પાા ફુટની થતી હતી.

ડયે. વલી અમે તને દેવો, તથા જાદુગરો અને પાપીઓ જે અંધારાં અને બંદીખાંનાં અને અપકીર્ત્તી તથા સંકટ તથા દુઃખ અને ખરાબી તથા દરદ અને માંદગી અને ભય તથા ધાસતી અને નુકસાન તથા બદ-બોની સજાઓ તરેહવાર પ્રકારનાં દોજખમાં વેઠેછે તેબી બતાવીશું. સાચા લોકો અને જુઠા લોકોની જગા અમે તને બતાવીશુ. હોર્મજદ તથા અમ્શાસ્પંદોમાં મજબુત ઈમાન રાખનારાઓનો બદલો, તથા બેહેસ્તમાં જે સારૂં છે તથા દોજખમાં જે ખરાબી છે તે અમે તને બતાવીશું; અને હોર્મજદ તથા અમ્શાસ્પંદોની હસ્તી તથા હારેમન અને દેવોની નાપાયદારી અને ગુજરેલાંઓનાં ક્યાંમત તેમજ ભવિશ્યનાં તનની હૈયાતી (અમે બતાવીશું.) બેહેસ્તમાં અશો લોકોને હોર્મજદ તથા અમ્સાસ્પંદો તરફથી મળતો બદલો હમે તને બતાવીશું. દોજખમાં પાપી લોકોને હારે-મન તરફથી જે તરેહવાર પ્રકારની વેદના અને શીક્ષા મળેછે તથા દેવો તરફથી જે હેરાંનગતી પોહોંચેછે તે હમે તને બતાવીશું.

---

# પ્રકરણ છઠું.

## વિરાફે લીધેલી હમેસ્તગાંનની ભેટ—હમેસ્તગાંનનો ખુલાસો—બેહેસ્ત-માં જવા માટે પાપ કરતાં સવાબનાં કામો કેટલાં વધારે જોઈએ?

પછી હું એક જગાએ આવ્યો અને કેટલાંક લોકોનાં રવાંનોને દીઠાં કે જેઓ એકજ હાલતમાં રેહેછે. મેં ફ્રત્તેહમંદ અશો સરોશને તથા આદર ઈજદને પુછયું કે, તેઓ કોણછે? અને તેઓ અહીં શામાટે રહેછે.? અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે આ જગાને "હમેસ્તગાંન" કેહેવામાં આવેછે; આ રવાંનો આ જગાએ રસ્તાખેજ સુધી રેહેશે; અને જે શખસોનાં ભલાં કામો તથા પાપ એકસરખાં થયાં હતાં તેમનાં રવાંનો એઓ છે. દુન્યાના (લોકો)ને કેહેજે કે, લોભ અને અદેખાઈને લીધે એક ઘણું સેહેલું સારૂં કામ કરતાં અટકવું નહીં; કારણ કે દરેકજણ જેનાં સારાં કામો તેનાં પાપ કરતાં ત્રણ સ્રઓસોચરનાંમ[૧૬] વધતાં થાયછે તે બેહસ્તમાં જાયછે; જેમનાં પાપ વધતાં થાયછે તે દોજખમાં જાયછે; જેમનાં બંને (સવાબ તથા પાપ) સરખાં ઉતરેછે તે રસ્તાખેજ સુધી આ હમેસ્તગેહાંનમાં રેહેછે. તેમની (યાને હંમેસ્તગેહાંનમાં રેહેનારાઓની)

---

૧૬. "સ્રઓસોચરનાંમ" એ એક જાતનું માપ છે. ૩ "સ્રઓસોચરનાંમ" એ ૧૬ દીરહમનાં વજન જેટલા છે. દીરહમનું વજન સુમારે ૫૦ ગ્રેન જેટલું હતું.

શીક્ષા એછે કે, વાતાવરણના ફરવા સાથ તેમને ગરમી અને સરદી વેઠવી પડેછે; તેમને બીજાં કાંઈ સંકટ નથી.[૧૭]

---

## પ્રકરણ સાતમું.

### હુમત બેહેસ્તની વિશફે લીધેલી ભેટ–ત્યાંનાં રવાનોના સેતારાઓ જેવો પ્રકાશ.

પછી મેં પેહેલું પગલું સેતારાઓના રસ્તા તરફ "હુમત" ઉપર મેલ્યું કે જે જગાએ સારાવિચારને આવકાર મલેછે. અને મેં અશો લોકોનાં તે રવાંનો દીઠાં કે જેમનો હંમેશ વધતો જતો પ્રકાશ સેતારાઓ મીસાલે ચકચકતો હતો, અને તેમનું તખ્ત તથા બેઠક ઘણી ચકચકીત તથા દબદબા વાલી તથા નુરમંદ હતી. મેં અશો સરોશ તથા આદર ઈજદને પુછ્યું કે, આ જગા કઇ છે? અને આ લોકો કોણછે? અશો સરોશે તથા આદર ઇજદે કહ્યું કે આ જગા સેતારાઓનાં રેહેથાંનનીછે અને આ તે રવાંનોછે કે જેઓએ દુન્યામાં કાંઇબી બંદગી કરી ન હતી, ગાથા ગાયા ન હતા, અને ખએત્વદથ કર્યું ન હતું; તેઓએ કોઇ બાદશાહી કે હાકમી કે સરદારી ભોગવી નથી, પણ બીજાં સારાં કામોને લીધે તેઓ અશો થયાંછે.

---

## પ્રકરણ આઠમું.

### હુખ્ત બેહેસ્ત યાને માહાતાબનાં રેહેથાનની વિશફે લીધેલી ભેટ–ત્યાંના રવાંનોની માહાતાબના પ્રકાશ જેવી હાલત.

જ્યારે મેં બીજું પગલું મેલ્યું ત્યારે હું માહાતાબનાં રહેથાન હુખ્ત ઉપર આવ્યો કે જ્યાં સારા સુખનોને આવકાર મલતો હતો અને મેં અશો લોકોનું એક મોટું અનજુમન દીઠું. મેં અશો સરોશ તથા આદર ઇજદને

---

૧૭. શાયસ્ત લા શાયસ્ત નામની કેતાબમાં જણાવેછે કે, જેનાં ભલાં કામો પાપ કરતાં ત્રણ સ્રઓષોચરનાંમ વધતાં થાયછે તે સ્વર્ગમાં જાયછે, જેનાં ભલાં કામ પાપ કરતાં એક "તનાફુર" જેટલાં યાને ૧૨૦૦ દીરહમ જેટલાં વધતાં થાયછે તે તેને માટે તેના હૈયાત ખેશીઓએ ક્રીયા કરવા પછી સરવેથી ચઢતાં બેહેસ્તમાં જાયછે. પણ સોસ્યોસ નામનો દસ્તૂર કહેછે કે જેનાં સારાં કામ પાપ કરતાં એક તનાફુર વધતાં થાય તે આપોઆપ ચઢતી પંકતીનાં બેહેસ્તમાં જાયછે અને તેને માટે તેના ખેશીઓ ક્રીયા કરે કે ન કરે તેની જરૂર નથી. વળી ફ્રેસ્તનો બુજેદ નામે એક દસ્તુર જણાવેછે કે, પારકા ધર્મનો એક શખ્સ જરથોસ્તી નહીં છતાં જો તેના સારાં કામો પાપ કરતાં એક તનાફુર વધતાં થાય તો દોજખમાં જતો તે બચેછે.

પુછયું કે, આ જગા કઈ છે? અને આ રવાંનો કોણ છે? અશો સરોશ તથા આદર ઈજદે કહ્યું કે, આ જગા માહાતાબનાં રેહેથાનની છે અને આ રવાંનો તે છે કે જેઓએ દુન્યામાં બંદગી કરી ન હતી, ગાઠા ગાયા ન હતા અને ખએત્વદથ કર્યુ ન હતું; પણ બીજાં ભલાં કામોથી તેઓ અહીં આવ્યાંછે અને તેમનો પ્રકાશ માહાતાબના પ્રકાશ જેવોછે.

---

## પ્રકરણ નવમું.

### હુવર્શ્તે બેહેસ્તની વિરાફે લીધેલી ભેટ–ત્યાં તેને મલેલાં નેક પાદશાહો અને સર્દારોનાં રવાનો–તેમનો ખુર્શેદના જેવો પ્રકાશ.

જ્યારે હુર્શ્તે ઉપર મેં ત્રીજું પગલું ભર્યું ત્યારે જે જગાએ સારાં કામોને આવકાર મલે છે ત્યાં હું પોહોંચ્યો. ત્યાં નો પ્રકાશ ઘણોજ બુલંદ કહેવાયછે, અને મેં અશો લોકોને સોનેરી બીસ્તરા તથા તખ્તોઉપર દીઠા અને ત્યાં જે લોકો હતા તેમનો પ્રકાશ ખુર્શેદના પ્રકાશને મલતો આવતો હતો.[૧૯] મેં અશો સરોશને તથા આદર ઇજદને પુછયું કે આ જગા કઇછે? અને આ રવાંનો કોણછે? ત્યારે અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે, આ ખોર્શેદનું રેહેથાંન છે અને આ તે રવાંનોછે કે જેઓએ દુન્યામાં પાદશાહી અને હાકમી તથા સરદારી સારી રીતે કરી હતી.

---

## પ્રકરણ દશમું.

### ગરોથમાંન બેહેસ્તની વિરાફે લીધેલી ભેટ–અશો રવાંનો સાથની તેની ગોફ્તે ગો–વિરાફને મલેલું અમૃત–આદર ઇજદે વિરાફ સામે લીલી કાઠીઓ બાલવા માટે કરેલી ફર્યાદ–તેની સાબેતીમાં તેણે બતાવેલું લીલી કાઠીઓનું ઝરેલું પાણી.

ઘણુંજ તુરમંદ અને રોશન ગરોથમાંનમાં મેં ચોથું પગલું મેલ્યું; અને ગુજરેલાંઓનાં રવાંનો હમોને મલવા આવ્યાં અને તેઓએ આશીર્વાદ માગી આફ્રીન કરી અને કહ્યું કે, ઓ અશો માણસ! તું તે ફાંની અને ઘણી પાપી દુન્યામાંથી આ અમર્ગ, દુઃખ વિનાની દુન્યામાં કેમ આવી લાગ્યો? અમૃત ચાખ કારણકે (તેથી) અહીં તને હંમેશગીની રામસ્ની જણાશે. તે પછી હોર્મજદના આતશના ઈજદ આદરે આવી મને સ-

---

૧૯. આર્યદંતકઠાઓમાં ખોર્શેદને પાદશાહીની નીશાંન અને મૂળ ગણ્યોછે. ઇરાંની પાદશાહો "ખોર્શેદના ભાઇ" કેહેવાયછે.

લામ કરી અને કહ્યું કે, ઓ અર્દાવિરાફ તું કે જે મજદયસ્નાનોનો કાસદછે તે લીલી કાઠી (મને) સારી પુરી પાડનારછે. ત્યારે મેં તેને સલામ કરી અને કહ્યું કે, ઓ આદર ઈજદ તારો નોકર દુન્યામાં હમેશાં સાત વરસની જુની કાઠી તથા બોય તારા ઉપર મેલતો હતો અને તોબી તમે કહોછો કે, મેં લીલી કાઠી મેલી હતી. ત્યારે હોર્મજદના આતસના ઈજદ આદરે કહ્યું કે, ચાલે આવ કે, મારા ઉપર મેલેલી લીલી કાઠીનાં પાણીનો તલાવ તને હું દેખાડું. અને તે મને એક જગાએ લઈ ગયો અને એક મોટા તલાવનું આસ્માની રંગનું પાણી બતાવી કહ્યું કે, જે લાકડાં તેં મારા ઉપર મેલ્યાં હતાં તેમાંથી ઝરફેલું આ પાણી છે.[૧૯]

---

## પ્રકરણ અગ્યારમું.

**બહુમન અમસાસ્પંદે વિરાફને હોર્મજદ, અમ્સાસ્પંદો, જર્થોસ્ત વગેરે સાથે કરાવેલી મુલાકાત–હોર્મજદે વિરાફને આપેલી મુબારક બાદી–વિરાફને બેહેસ્ત દોજખ બતાવવાને તેણે સરોશ તથા આદરને કરેલો હુકમ.**

પછી બહમન અમસાસ્પંદ એક સોનેરી તખ્ત ઉપરથી ઉઠયા અને મારો હાથ પકડયો, (અને) હુમત, હુખ્ત અને હુવર્સ્ત શબ્દો બોલીને તે મને હોર્મજદ, અમ્શાસ્પંદો અને બીજા અશો લોકો તથા જર્થોસ્ત સ્પિતમાંન, કય ગુસ્તાસ્પ, જામાસ્પ[૨૦], જર્થોસ્તના છોકરા ઇસિતવાસ્ત્ર અને બીજા દીનદારો અને દીનના વડાઓનાં ફરોહરોની વચ્ચે મને લઈ આવ્યો, જેમનાં કરતાં વધુ ખુબસુરત અને ઉત્તમ મેં કોઈને કદી દીઠા નથી. બહમને કહ્યું કે, આ હોર્મજદ છે. અને મેં તેની નમાજ કરવાને ખાહેશ બતાવી. તેણે મને કહ્યું કે, ઓ અર્દા વિરાફ તને નેમાજ હોજો તું ભલે પધાર્યો; તે ફાંની દુન્યામાંથી તું આ પવિત્ર અને રોશન જગાએ આવ્યોછે. અને તેણે અશો સરોશ તથા આદર ઇજદને ફર્માવ્યું કે, અર્દાવીરાફને લઇને અશો લોકોનું મકાંન અને તેમને (મલતો) બદલો દેખાડો તથા પાપી લોકોને (શું) સજા (થાયછે) તે પણ (દેખાડો.) પછી અશો સરોશ તથા આદર ઇજદે મારો

---

૧૯. સાતથી દશમા પ્રકરણ સુધી આપણે ચાર જાતનાં બેહેસ્ત દીઠાં છે. હુમત, હુખ્ત, હવર્સ્ત અને ગરોથમાંન. એજ મીસાલે દોજખના ત્રણ તબક્કા છે. દુશ્મત, દુજુખ્ત, દુજવર્સ્ત અને સર્વેથી અંધારી દુન્યા.

૨૦. જામાસ્પનામાંમાં કહેછે કે, જામાસ્પ મોબેદાંન મોબેદ હતા જેને પાદશાહ ગુસ્તાસ્પના વખતમાં જર્થોસ્તનાં મરણ બાદ તેની જગા મલી હતી. અવસ્તામાં ઘણું કરી તે ફ્રેશઓસ્ત્રની સાથે આવેછે અને તેઓ બંને ભાઇ થતા હતા એમ માનવામાં આવેછે.

હાથ પકડયો; અને મને તેઓ જગે જગે લઈ ગયા. મેં વલી અમ્સાસ્પંદોને દીઠા અને મેં બીજા ઇજિદોનેબી દીઠા; વલી મેં ગયોમર્દ, જર્થોસ્ત, કયવિસ્તાસ્પ, ફ્રષોસ્ત્ર, જામાસ્પ અને બીજા ભલાં કામ કરનારાઓ અને ધર્મના વડાઓનાં ફરોહરો દીઠાં હતાં.

## પ્રકરણ બારમું.

### સખી લોકોનાં, દીનદાર લોકોના, ખએત્વદથ કરી ચુકેલાઓનાં અને સારા પાદશાહોઓનાં અને સાચા લોકોનાં રવાંનો સાથે વિરાફની ભેટ.

હું વલી એક જગાએ આવ્યો અને ત્યાં મેં સખી લોકોનાં રવાંનો દીઠાં જેઓ સીંગાર સાથે ચાલતા હતા અને બીજા રવાંનો કરતાં દબદબામાં તેઓ ચહડતાં હતાં; હોર્મજદ હમેશાં સખી લોકોનાં રવાંનોને ઉત્તમ દરજ્જે આપેછે, જેઓ પ્રકાશીત, ઉંચા દરજ્જાનાં અને જોરેમંદ હોયછે. મેં એકને કહ્યુંકે તું કે જે સખી માણસનું રવાંન છે તે સુખી છે કારણ કે તું આ પ્રમાણે બીજાં રવાંનો કરતાં વધુ ચહડતા દરજ્જાનું છે. તે રવાંન મને ઘણાં ઉત્તમ દરજ્જાનું દીસ્યું.[21] જેઓએ દુન્યામાં ગાથા ગાયા હતા તથા દરાવેલી બંદગીઓ કરી હતી અને જે ભલી માજદયસ્ની દીન હોર્મજદે જર્થોસ્તને શીખવી હતી તે ઉપર જેઓ ઉસ્તવાર રહ્યા હતા તેમનાં રવાંનોને પણ મેં દીઠાં હું તેમની આગલ ગયો ત્યારે તેઓ સોનેરી કસબનાં અને રૂપેરી કસબનાં કપડાંઓમાં મને દીસ્યાં કે જે સઘલાં કપડાંઓમાં ઘણાજ સીંગારવંતાં માલમ પડયાં. વલી મેં ખએત્વદથ[22] (યાને સગપણમાં લગન

૨૧. સખાવત કેવી સરસ છે તેનાં સંબંધમાં શાયસ્ત લા શાયસ્ત કેતાબનાં ૧૦ મા પ્રકરણમાં જણાવેછે કે, લાયક પુરૂષોને ખાવા માટે તથા ભેગું કરવા માટે જે કાંઈ ઘટતું હોય તે આપવું; કારણ કે નિહાદૂમ નશ્કમાં દસ્તુરોએ આ પ્રમાણે શીખવ્યું છે! "એક માણસ એક ભૂખ્યા શખ્સને રોટલી આપેછે તે જોઈએ તે કરતાં વધારે હોય તોપણ તે વધારાથી તે (ભૂખ્યો માણસ) જે કાંઈ સારાં કામો કરે તે કામો તે (રોટલી) આપનાર ધણીનાં પોતાનાં કરેલાં હોય તેમ ગણાયછે."

૨૨. હેરેમને એશમ દેવને ગહંબાર, મ્યઝ્દ તથા ખએત્વદથ બાબદ આપેલી શિખામણને લગતાં એક ફારસિ પુસ્તકમાં ખએત્વદથ કરવાનાં પુન્યવિષે નીચે પ્રમાણે જણાવવામાં આવ્યું છે. "એટલા માટે જાણવાની અગત છે કે, મોટું ખએત્વદથ બેહેનની છોકરી અને ભાઈના છોકરા વચ્ચેનું છે; મધ્યમ ખએત્વદથ ભાઈના છોકરા અને ભાઈની છોકરી વચ્ચેનું અથવા બેહેનના છોકરા અને બેહેનની છોકરી વચ્ચેનું છે; અને હલકું ખએત્વદથ બેહેનના છોકરા અને ભાઈની છોકરી વચ્ચેનું છે. આ જાણવું અગત્યનું છે કે જે કોઈએ ખએત્વદથ કર્યું તેનું રવાંન પાપી હોય તોબી તેને દોજખમાં નહી પણ હંમેસ્તગેહાંનમાં મોકલવામાં આવેછે; જો તેનું રવાંન હંમેસ્તગેહાંનને લાયકનું હોયછે તો તેને બેહેસ્તમાં મોકલવામાં આવેછે". શાયસ્ત લા શાયસ્ત કેતાબમાં લખેછે કે, "નોસાઈબૂર્ઝ મિત્રોએ જણાવ્યું છે કે, ખએત્વદથ કરવાથી મર્ગર્જાની (દેહાંત દંડની સજાને લાયકના) ગુનાહથી મુક્તિ મેળવી શકાયછે."

ફરનારાઓ)નાં રવાંનોને હેરત કરે એવા દબદબામાં દીઠાં અને તેમનો બુલંદ દરજ્જો હમેશા વધતો જતો હતો. મેં વલી સારા હાકમો અને પાદ્દશાહોનાં રવાંનો દીઠાં જેઓની મોટાઈ, ભલાઈ, સત્તા અને ફતેહ જ્યારે તેઓ દબ-દબા અને સોનેરી તાજ સાથે ફરેછે ત્યારે વધેછે. અને તે રવાનો મને ઉત્તમ દીસ્યાં. વલી મેં મહાન પુરૂષો અને સાચું બોલનારાઓનાં રવાંન દીઠાં જેઓ ભારી દબદબા અને મોટી કીર્ત્તિ સાથે ચાલતાં હતાં. અને તે રવાંનો મને ઉત્તમ દીસ્યાં.

---

## પ્રકરણ તેરમું.

### ધર્મી અને ભર્થારોને ફર્માનબર્દાર રહેલી ઓરતોનાં રવાંનો સાથે વિરાફને થયલી મુલાકાત અને તે ઓરતોનો મોટો દબદબો.

ઉત્તમ વિચારની, ઉત્તમ શબ્દોની, ઉત્તમ કાંમોની અને ફરમાન બરદાર ઓરતોનાં રવાંન મેં દીઠાં કે જે ઓરતો પોતાના ભરથારોને પોતાના સર-દાર ગણેછે. તેઓએ સોનેરી તથા રૂપેરી કસબનાં અને ઝવેરાતથી મઢી લીધેલાં કપડાં પેહેરેલાં હતાં. મેં પુછ્યું કે, આ રવાંનો કોણનાંછે? અશો સરોશ તથા આદર ઇજદે કહ્યું કે, આ રવાંનો તે ઓરતોનાંછે કે જેઓએ દુન્યાંમાં પાણીને ખુશનુદ કર્યુ હતું. આતસને ખુશનુદ કર્યો હતો અને જમીન તથા ઝાડપાન, ગાયઢોર તથા મેંઢાં અને હોર્મજદની બીજી સઘલી ભલી પેદાયશો ખુશનુદ કરી હતી. તેઓએ ઇજિશને તથા દરૂનની ક્રિયા કરી હતી તથા તેઓએ ખોદાત્તાલાને ખુશનુદ કર્યા હતા તથા તેમની પરસ્તેસ કરી હતી અને તેઓએ મીનો ઇજદોની તથા ગેતી (એટલે આ દુન્યાના) ઈજદોને લગતી ક્રિયા કરી હતી તથા તેમને ખુશનુદ કીધા હતા, તથા તેઓએ પોતાના ભરથારો તથા સરદારોને ખુશનુદ કીધા હતા, તેમનાં કહ્યાંસર તેઓ ચાલી તેમને માન આપ્યું હતું તથા તેમને તાબેદાર રહી હતી; અને મજદયસ્નની ધર્મ ઉપર તેઓએ ગુમાંન રાખ્યું ન હતું. સારાં કામો કરવામાં તેઓ ઉદ્યોગી હતાં અને તેઓ પાપથી દુર રહ્યાં હતાં. અને તેઓ મને ખુજેસ્ગ મરતબાની દીસી.

---

## પ્રકરણ ચઉદમું.

### ધર્મગુરૂઓ, પાદશાહ પેહેલવાનો અને કારીગરોનાં નેક રવાંનો સાથની વિરાફની મુલાકાત.

ઇજશને કરનારાઓ તથા માંથ્રવાણી મોહોડે જાણનારાઓનાં રવાંનોને

મેં બુલંદ દબદબાવાલાઓમાં રોશન અને મોટા લોકોમાં બુજોર્ગ દીઠાં. અને તે રવાંનો મને બુજોર્ગ મર્તબાનાં દીસ્યાં. જેઓએ દિનની સઘલી ક્રિયા કરી હતી તથા ખોદાતાલાની બંદગી કરી હતી તથા ફરમાવી હતી તેમનાં રવાનોને મેં દીઠાં કે જેઓ બીજા રવાંનોથી ચહડતે દરજ્જે બેઠાં હતાં; અને તેમનાં ભલાં કામો આકાશનાં જેવાં ઉંચાં ઉભેલાં હતાં તથા તેઓ મને ઘણું બુજોર્ગ મર્તબાનાં દીસ્યાં. મેં વલી પેહેલવાંનોનાં રવાંનો દીઠાં કે જેઓ પાદશાહોનાં રવાંનો સાથે અતીશે આનંદ તથા ખુશીસાથે ચાલતાં હતાં. અને તે પેહેલવાનોનાં સારાં બનાવેલાં હથ્યાર તથા બીજો લડાઇનો સાજ સોનાના બનેલાં, ઝવેરાતથી મઢેલાં, સીંગાર પામેલાં અને તમામ આરાસ્તે સાથનાં હતાં. તેઓ અજાયબ જેવાં સાજ સાથે તથા દબદબા અને સત્તા તથા ફતેહ સાથ હતા. અને તેઓ મને બુજોર્ગ મર્તબાના દીસ્યા. દુન્યામાં જેઓએ ઘણાં નુકશાંનકારક ખર્ફસ્તરો માર્યાં હતાં[૨૩] તેમનાં રવાનોને પણ મેં દીઠાં. પાણી તથા પવિત્ર આતશોનાં તથા સઘલા આતશોનાં, અને ઝાડોનાં ખોરેહ તથા જમીનનાં ખોરેહ તેમનાં કામોથી હંમેશ વધતાં હતાં અને તેઓ બુલંદ દરજ્જાના અને સીંગાર પામેલાં હતાં, અને તેઓ મને ઘણા બુજોર્ગ દરજ્જાનાં દીસ્યાં. મેં વલી ખેડુતોનાં રવાંનોને ભપકા ભરેલી જગાએ અને કીર્તિમંદ અને પાદશાહી કપડાં સાથનાં દીઠાં. તેઓ ઉભા રહીને પાણી તથા જમીન, ઝાડપાન તથા ગોસ્પનદોના ઇજદોને નેમાજ કરતા હતા અને તેઓ સુગરાના કરતા, વખાણ ગાતા અને આશીર્વાદ દેતા હતા. તેમનું તખ્ત પણ મોટું છે અને તેઓ જે જગામાં રહેછે તે ભલીછે. અને તેઓ મને બુજોર્ગ દીસ્યા. વળિ મેં કારિગર લોકોનાં રવાન દીઠાં જેઓએ દુન્યાંમાં પોતાના હાકમો તથા સરદારોની નોકરી કરી હતી. તેઓ તખ્ત ઉપર બેઠા હતા કે જે ઉપર સારી રીતે ગાલીચો પાંઠરેલો હતો અને જે તખ્ત મોટાં, ભપકા ભરેલાં અને સીંગાર પામેલાં હતાં. અને તેઓ મને બુજોર્ગ મર્તબાનાં દીસ્યાં.

## પ્રકરણ પંદરમું.

### ગોસ્પંદોનું રક્ષણ કરનારાઓ, સારા ન્યાયાધીશો, ખેતીનો વધારો કરનારાઓ વગરેનાં રવાંનો સાથે વિરાફને થયલી મુલાકાત.

મેં વળિ ભરવાદોનાં રવાંન દીઠાં કે જેઓએ દુન્યામાં ચોપગાં પશુઓ અને મેંઢાંઓને રાખી તેમનું પોશણ કર્યું હતું. અને વરૂ તથા ચોર અને જુ-

૨૩. અવરતા તથા પેહેલ્વિ લખાણોમાં જણાવવા મુજબ એક પાપી મરદ પોતાના ગુનાહની તોજેસ દાખલ ઘણાં નુકશાંનકારક જાનવરોને મારી નાખે તો તેથી તે પોતાનાં પાપની સજામાં પેલી દુન્યામાં કેટલોક ઘટાડો કરવાને શક્તિવાંન થાયછે.

લમગાર શખ્શોથી તેમનું રક્ષણ કર્યું હતું. તેઓ નીયમસર તેમને પાણી તથા ઘાસ આપતા અને સખ્ત થંડી તથા ગરમીથી તેમનું રક્ષણ કરતા અને સરેસતા મુજબ વખતસર નર જાનવરોને તેમની માદાપાસે જવા દેવામાં આવતાં અને કવખતે તેમને માદાપાસે જતાં પરેહજ રાખવામાં આવતાં જેથી તે વખતનાં માણસોને ઘણો મોટો ફાયદો, નફો તથા લાભ તેમજ ખોરાક અને કપડાં મળતાં હતાં. તેં ભરવાદોનાં રવાંનો ભપકાભરી બુલંદીથી મોટી ખુશાલી અને રાંમશની સાથે રોશન ચેહેરે ચાલતાં હતાં. અને તેઓ મને ઘણાં બુજોરગ મરતબાના દીસ્યા. મેં વળિ ઘણાં સોનેરી તખતો, સુંદર ગાલીચા અને તકયાઓ ભપકાદાર કપડાંથી સીંગારેલા દીઠા જેમની ઉપર ઘરઘણીઓ અને ન્યાયાધીશોનાં રવાંનો બેઠેલાં હતાં, જેઓ ગામડાંનાં કુટુંબોના વડા હતા અને દયા સાથે સત્તા વાપરતા હતા અને વેરાંન જગાને આબાદ કરતા; તેઓએ વળી ખેતીના સુધારા તથા આબાદીની માટે તથા પ્રાણીઓના ફાયદા માટે ઘણી નેહેરો, વાવો તથા ફુંવારાઓ બનાવ્યા હતા.[24] તેઓ પાણી તથા ઝાડપાંનનાં ફરોહરો તથા અશો લોકોના ફરોહરો આગળ મોટી હીંમત તથા ફતેહ સાથે ઉભાં રેહેછે, તેઓ તેમની આફ્રીન તથા સેતાએશ કરેછે તથા તેમના સુગરાના કરેછે. અને તેઓ મને ઘણા બુલંદ દરજ્જાનાં દીસ્યાં. વળી મેં દીન ઉપર ઉસ્તવાર રહેલા, દીન શીખાડનારા અને દીનની ખોલ કરનારાઓનાં રવાંનોને મોટી ખુશાલી સાથે એક ભપકા ભરેલાં તખ્ત ઉપર દીઠાં: અને તેઓ મને ઘણા બુજોર્ગ દરજ્જાનાં દીસ્યાં. વચે પડી ટંટો દુર કરાવનારાઓ અને સુલેહ કરાવનારાઓનાં મીત્રાચારી ભરેલાં રવાંનો પણ મેં દીઠાં જેઓ તે (કાંમો) થી સેતારાઓ, માહાતાબ તથા ખુરશેદના જેવો પોતાનો પ્રકાશ હમેશ વધારતાં હતાં, અને તેઓ આકાશી રોશણીમાં ખુશહાલીસાથે ફરતાં હતાં. વળી મેં અશો લોકોની સર્વેથી સરસ દુનિઆં દીઠી જે ઘણીજ રોંશની તથા ફરાખીવાલી, તથા ઘણી મીઠી સુગંધવાલી તથા તમામ શૃંગારવાલી છે, તમામ વખાણવાલી અને પ્રકાશીત, પુર ચળકાતવાલી તથા દરેક પ્રકારની ખુશી અને દરેક પ્રકારની રામશનીથી ભરેલી છે કે જે ખુશી તથા રામશનીનો પારજ નથી.

---

૨૪. જમીન ફલદ્રુપ કરી તેને આબાદ કરવી એ કામ જર્થોસ્તી ધર્મમાં સર્વેથી ઉત્તમ ગણ્યુંછે. વંદિદાદની ત્રીજી ફર્ગરદમાં હોરમજદ કહેછે કે, જે કોઇ અનાજ, ઘાસચારા અને ફુલફલાદીની ખેતી કરેછે, જે જમીન તરફ પાણીની તગી હોય ત્યાં પાણી પુરૂં પાડેછે તેમજ જે જમીન ઉપર પાણીની ઘણીજ રેલ ચાલતી હોય તેને સુકી કરેછે તે શખ્સ જમીનને ખુશી કરેછે. જેમ એક ખુબસુરત કન્યા ફરજંદ અને ભરથાર વિના અસુખી ગણાયછે તેજ પ્રમાણે વેરાંન જમીન જ્યાં ખેતી ચાલતી નથી તે જમીન પણ અસુખી છે. જે ધણી ખેતી કરશે તે તેના બદલામાં તરેહવાર પ્રકારનો ખોરાક મેલવી શકશે, પણ જે ધણી ખેતી ન કરશે તેને લોકોને બારણે ભિક્ષા માગવી પડશે. "જે ધણી અનાજની વાવણી કરેછે તે ગોયા અશોઈની વાવણી કરેછે અને તેથી માજદયસ્ની દીનની ચઢતી થાયછે."

## પ્રકરણ સોલમું.

**દોજખની જેવી એક ભયંકર નદી આગળ વિરાફનું પોહોંચવું-તે નદી ઓલંગવાને કેટલાંક રવાનોનું અશક્તપણું- સરોશ તથા આદર ઈજદે તે માટે કરેલો ખુલાસો-ગુજરેલાંઓ પાછલ રડવું અને કલાપીત કરવી ધર્મ વિરૂદ્ધ છે.**

વળી અશો સરોશે તથા આદર ઇજદે મારો હાથ પકડયો અને હું ત્યાંથી આગળ ચાલ્યો. હું એક જગે આવ્યો અને એક મોટી નદી દીઠી, જે ભયંકાર દોજખના જેવા ઉદાસ આકારની હતી; તે નદી ઉપર ઘણાં રવાનો તથા ફરોહરો હતાં અને તેમનાંમાંનાં કેટલાંક તેને પાર કરવાને શક્તિવાન ન હતાં, બીજાં કેટલાંકે તે મોટી મુશ્કેલીથી પાર કરી હતી, અને કેટલાંક સેહેલાઈથી પાર કરી ગયાં હતાં. મેં પુછ્યું કે 'આ નદી કઇ છે? અને આ લોકો જે આટલાં દુઃખી થઈને ઉભાં છે, તેઓ કોણ છે?' અશો સરોશે તથા આદર ઇજદે કહ્યું કે 'આ નદી ઘણાંક આંસુઓથી બનેલીછે કે જે માણસો ગુજરેલાંઓને માટે રડતી વખતે તથા કલાપીત કરતી વખતે આંખમાંથી પાડે છે. લોકો ધર્મ વિરૂદ્ધ એ આંસુ પાડેછે અને તે આંસુઓ આ નદીમાં એકઠાં થઈને વધી જાયછે. જેઓ આ નદી ઓળંગવાને શક્તિવાન નથી તેઓ તે રવાનો છે કે જેમને માટે તેમના ગુજરવા પછી ઘણાંજ કલાપીતઅને રૂદનો થયાં હતાં; અને જેઓ વધુ સેહેલાઈથી તે નદી ઓળંગેછે તેઓ તે રવાનો છે કે જેમને માટે ઓછાં કલાપીત અને રૂદનો થયાં હતાં. દુનિઆંનાં લોકોને જાહેર કરજે કે—'તમે લોકો દુનિઆંમાં હોવો ત્યારે ધર્મ વિરૂદ્ધ રડવું તથા કલાપીત કરવી નહી, કારણકે જેટની કલાપીત તથા રૂદન થાયછે એટલી મુશ્કેલી અને ઇજા તમારાં ગુજરેલાંઓનાં રવાનોને થાયછે.

---

## પ્રકરણ સતરમું.

**વિરાફનું ચિન્વત પુલ ઉપર જવું-એક પાપી રવાનની બેહદ મુશ્કેલી-તે રવાનની કેદાર તરફથી તેને જણાવવામાં આવેલાં કારણો-સેવટે તે રવાનનું અંધારાં દોજખમાં જઈ પડવું.**

હું પાછો ચિન્વત પુલ ઉપર આવ્યો અને મેં પાપી લોકોનાં રવાનોને દીઠાં, જેઓ પેહેલી ત્રણ રાત એટલી બધી નુકસાની અને દુઃખ ભોગવે છે કે તેવું દુનિઆંમાં તેઓએ કદી દીઠું ન હતું. અને મેં અશો સરોશ

તથા આદર ઈજદને પુછયું–'આ રવાન કોણનું છે ?' અશો સરોશે તથા આદર ઈજદે કહયું કે "આ પાપી રવાન જે જગ્યાએ તે મરણ પામ્યો હતો ત્યાં, જે જગ્યાએ તેણે પ્રાણ મેલ્યો હતો ત્યાં ભટકે છે અને આ પ્રમાણે ગાથાના શબ્દો બોલેછે–'દાદાર હોરમજદ હું કયિ જમીન તરફ જાઉં છું ? તથા મને શું પનાહ ( આશ્રો ) મળે છે ?' એક માણસ પોતાની આખી જીન્દગી વચે જેટલી મુશ્કેલી તથા સંકટ પામે છે એટલી મુશ્કેલી અને સંકટ તે ( ત્રણ ) રાતમાં ભોગવેછે. વલી એક ગંધ મારતો પવન તેને મળવા આવેછે; તે રવાનને એમ લાગેછે કે તે પવન ઉત્તર તરફથી દેવોના રેહેઠાણ[૨૫] તરફથી આવે છે; જેના કરતાં વધુ ગંધીલો પવન તેણે દુનિઆંમાં દીઠો ન હતો. તે પવનમાં તેણે પોતાના કરતુકો અને કેરદારને એક નાગી, કોહી ગયેલી ગંધ મારતી, ગુંટણના હાડકાં બાહર નીકળી આવેલાં એવી મુરદાલ જાંગવાલી, બેહદ દાઘવાલી વેશ્યા ઓરતના આકારમાં દીઠાં, કે જે દાઘો ભયંકાર, ઘણાજ ગલીચ અને ઘણાજ ગંધમારતાં ખર્ફસ્તરોની મીસાલે દાઘોની ઉપર બીજા દાઘો પડેલા હતા.

વળી તે પાપી રવાન બોલ્યું કે 'તું કોણ છે ? તું કે જેનાં કરતાં હોરમજદ તથા આહરેમનના પ્રાણીઓમાંથી કોઇને પણ વધુ કદરૂપું અથવા વધુ ગલીચ, અથવા વધુ ગંધ મારતું મેં કદી દીઠું નથી' ? તેણીએ તેને કહયું–'ઓ બદ વિચારો, બદ સુખનો. બદ કામો તથા બદ મહજબના જવાન ! હું તારાં બદ કરતુક છું. તારી ઈચ્છા અને તારાં કામોને લીધે તને દેખાયછે તેમ હું ભયંકર, દુષ્ટ, પાપી અને રોગીષ્ટ, કોહેલી અને ખરાબ વાસની, કમનસીબ તથા દુ:ખી છું. કોઇને ઈજશને અને દરૂનની ક્રિયા કરતો, હોરમજદની ન્યાએશ તથા બંદગી કરતો, અને પાણી તથાં આતશ, ગોસ્પંદ તથા ઝાડપાન અને બીજી ભલી પેદાશોની સંભાળ કરતો, તથા તેમનું રક્ષણ કરતો જ્યારે તું જોતો ત્યારે તું આહરેમન તથા દેવોની મરજી મુજબ ચાલતો અને અધર્મનાં કામો કરતો હતો. અને જ્યારે કોઈને તું—દુરથી અને નજદીકથી આવેલાં ભલાં અને લાયકીવાલાં લોકોની સારી રીતે પરોણાગતથી તેમને ઘટતી રીતે બક્ષેસ તથા દાન તરીકે કાંઈ આપતાં–જોતો ત્યારે તું પૈસાનો લોભી થઇ તારો દરવાજો બંધ કરતો હતો. જો કે હું અપવિત્ર ગણાઈ છું (યાને મને દુષ્ટ વિચારવામાં આવી છે) તો પણ તારેથી હું વધુ અપવિત્ર ગણાઈ છું; અને જોકે હું ભયંકર ગણાઈ

૨૫. આહારેમન તથા દેવોનું ખાસ મકાન ઉત્તર દિશાએ આવેલું ધારવામાં આવેછે ( જુઓ વંદિદાદ ફર્ગરદ ૧૯ મી–ફકરો ૧ લો), અને દોજખ પણ એજ ઠેકાણે આવેલું ધારવામાં આવેછે ( જુઓ—મઇન્યો—ઈ—ખર્દ પ્રકરણ ૪૯ મું ફકરા ૧૫–૧૭. )

છું તોપણ તારેથી હું વધુ ભયંકર ગણાઈ છું; જોકે હું બીહીકણ છું, તોપણ તારેથી હું વધુ બીહીકણ થઈ છું; જો કે દેવોના ઉત્તર તરફના મુલકમાં હું વસેલી છું, તોપણ તારેથી વધુ ઉત્તર તરફ વસનારી થઈ છું. આ બદ વિચારો, આ બદ સુખનો અને આ બદ કામો જે પ્રમાણે તું ચાલ્યો તેને લીધે મારો એવો હાલ થયો છે. ગનામીનોની તારી બદપુરૈશ અને બદ દુઆમાં મને શ્રાપ દેવાયા હતા."

પછી તે પાપી માણસનાં રવાંને પેહેલું પગલું દુસ્મત (બદ વિચારની જગ્યા) ઉપર, બીજું પગલું દુજુખ્ત (બદ સુખનની જગ્યા) ઉપર અને ત્રીજું પગલું દુજવસ્ર્ત (બદ કામોની જગ્યા) ઉપર મેલ્યું અને ચોથે પગલે તે દોજખમાં દોડી ગયું.

---

## પ્રકરણ અઢારમું.

**દોજખની વિગાહે લીધેલી ભેટ–તેમાં પડતી સખ્ત થંડી તથા ગરમી અને ટીપણી–તેમાં નીકળતી માણસને ગુંચવાવી નાખનારી સખ્ત ગંધ–દરેક પાપી રવાનની એકલવાયિ હાલત.**

વળી અશો સરોશ તથા આદર ઇજદે મારો હાથ પકડયો, જેથી વગર ઈજાએ હું આગળ વધ્યો. એ રીતે મેં થંડી અને ગરમી, ટીપણી તથા દૂર્ગંધ દીઠાં જે ( થંડી, ગરમી, ટીપણી તથા દૂર્ગંધ ) એટલા બધા જોશમાં હતાં કે જેવાં મેં દુનિઆંમાં કદી દીઠાં ન હતાં તથા સાંભળ્યાં પણ નહી હતાં. અને જ્યારે હું આગળ વધ્યો ત્યારે એક ઘણીજ સાંકડી તથા ભયંકર જગોએ ઉતરતાં એક અતીશય ધાસ્તીકારક ખાહીનાં જેવાં દોજખનાં હેઠી દાચાં મેં દીઠાં. અંધારાંમાં તેનો દેખાવ એવો તો ડરામણો લાગે છે કે હાથ પકડીને ચાલવાની અગત છે, અને ત્યાં એટલો બધો દૂર્ગંધ હોય છે જે દરેક જણનાં નાકમાં હવા પ્રવેશ કરે તે ફાંફાં મારવા પડશે, આંચકા ખાશે, અને પડી જશે; અને એવું સખત બંદીખાનું કોઇથીબી સહન થઈ શકાય નહી. અને ત્યાંનો દરેક જણ વિચારે છે કે હું એકલો છું–અને જ્યારે ત્રણ દીવસ તથા રાત પસાર થાયછે ત્યારે તે બોલે છે કે 'પેલાં ૯૦૦૦ વરસ સંપુરણ થયા છે અને તોબી કોઈ મને છોડતું નથી.[૨૬] દરેક ઠેકાણે નાહનાં નુકસાનકારક ખર્ફસ્તરોબી પાહાડો જેટલાં ઉંચાં દીસેછે, અને

---

૨૬. પાછલાં પેહેલવી તથા ફારસી લખાણોમાં એવો વિચાર છે કે નવ હજાર વરસ પછી હારેમનનો દોર પુરો થશે અને તે વખતે રસ્તાખેજ અથવા કયામત થશે—જે વખતે દોજખમાંનાં પાપી રવાનોનો છુટકો થશે. પાપી રવાનને એટલો બધો કંટાળો મળે છે કે ત્રણ દીવસ તેને ૯૦૦૦ વરસ જેવાં લાગેછે.

તેઓ પાપીઓનાં રવાનોને એટલાં બધાં ચીરેછે અને પકડેછે, તથા દુઃખ દેછે કે જેમ એક કુત્રો એક હાડકાં સાથે કરેછે. ખુબસુરત અશો તથા ફતેહમંદ સરોશ તથા આદર ઈજદની સાથે મેં તે જગ્યા સેહેલાઈથી પસાર કીધી.[૨૭]

## પ્રકરણ ઓગણીસમું.

### ગુલામબારગી કરનાર એક પાપીનું રવાન–તેનાં મોહોડાં તથા આખાં શરીર ઉપર સાંપોનો મારો.

એ પછી હું એક જગ્યાએ આવ્યો અને એક માણસનું રવાન દીઠું, જે માણસના પાછલા છુપા ભાગમાં એક ભારવટયા જેવો લાંબો સાંપ પસાર થઈને મોહોડાંમાંથી બાહેર પડતો; અને બીજા ઘણા સાપો હમેશ તેના સઘળા અવયવોની આસપાસ વિંટળાયલા હતા. મેં અશો સરોશ તથા આદર ઈજદને પુછયું કે 'આ રવાનથી શું પાપ થયું હતું કે તેને આવી સખત સજા ખમવી પડેછે?' અશો સરોશે તથા આદર ઇજદે કહ્યું કે "આ તે પાપી માણસનું રવાન છે કે જેણે દુનિઆંમાં ગુલામબારગી કરી હતી, અને એક માણસને પોતાના શરીર ઉપર આવવા દીધો હતો. હવે એ રવાનને આવી સખત સજા ખમવી પડેછે."[૨૮]

---

૨૭. દાદેસ્તાને દિનિના ૨૭ મા બાબ મધે દોજખનું વર્ણન નીચે મુજબ આપેછે :—

તે જમીનમાં ઘણુંજ ડુબેલું, ઊંડું અને ખાહી જેવું, ઘણુંજ અંધારૂં, ઘણુંજ ગંધ મારતું અને ઘણુંજ ભયંકર ઘણીજ કંગાલ હૈયાતીવાલાઓ તથા દેવ દરૂજોની ઘણીજ ખરાબ જગા અને ગોફો છે. ત્યાં કાંઈબી આરામ, મઝા કે ખુશાલી નથી, પણ તેમાં સઘલી ગંધ, કીચલ, દુઃખ, સજા, સંકટ, બેહદ, ખરાબી અને વેદના છે અને તે એટલાં બધાં મોટાં પ્રમાણમાં હોયછે કે, દુન્યામાં જે ગંધ, કીચલ, દુઃખ અને સંકટ હોયછે તેની સાથે તો તેની સરખામણી પણ થઈ શકે નહી. દુન્યા ઉપરની ઘણી ભયંકર આફતો કરતાં વધુ ભયંકર આફત ત્યાં હોયછે; દેવો શરીર ઉપર જે શખ્ત જાસ્તી ગુજારેછે તે કરતાં પણ શરીરમાંનાં રવાન ઉપરની સજાની ભય વધુ ભયંકર હોયછે. રવાંન જેમનું રેહેઠાંન થાયછે તેમનાથી એટલેકે દેવો અને અંધારાથી સજા પામેછે કે જેમનો સરદાર મોહોતકારક અહરિમન છે. દસ્તુરો કહી ગયા છે કે, કેટલીક ચીજો ધાસ્તી ઉપજાવનારી છે પણ દોજખ તો તે ધાસ્તી કરતાબી વધુ ખરાબ છે.

બુન્દેહેશના ૨૮ મા બાબમાં કહેછે કે, દોજખના ઠંડા, સુકા, પથ્થર જેવાં અને અંધારામાહેલા ભાગવિષે એમ કહેછે કે, ત્યાં અંધારૂં એવું છે કે, એક વેંહેંત જેટલી જંગામાં હજાર માણસોને રાખી સજા થતી હોય તોપણ તેમાંનો દરેક જણ એમજ સમજેછે કે, તે એકલવાયોછે.

૨૮. દાદેસ્તાને દિનિમાં લખેછે કે, કુદરતના કાયદાથી ઉલટી રીતે સંબંધ કરનાર એવા શખ્સની સાથે બેસવું ઉઠવું કે ખાવું પીવું નહી, પણ તેને તે પાપી વલાણથી ફેરવવા માટે શીખામણના સુખનો દુરથી કેહેવા. એવો શખ્સ મરણ પામે ત્યારે તેની પાછલ કશી ક્રિયા કરવી નહી, પણ જો તેણે પોતાનાં પાપનો ઘણોજ પસ્તાવો ખરાં દીલથી કર્યો હોય તોજ તેને માટે ક્રિયા થઇ શકે. એવાં પાપી માણસને ત્રણ મર્તબે સમજાવવા છતાં તે પોતાના પાદશાહના અને દીનના હુકમ વિરૂદ્ધ એ ગુનાહથી પાછો નહીજ ફરે તો તેને મારી નાખવો એ ઘણું સારૂં કામ છે.

## પ્રકરણ વીસમું.

**એક પાપી ઓરતનું રવાન-દસ્તાન વખતે પાણી તથા આતશને અડકવાનો ગુનાહ.**

પછી હું એક જગ્યાએ આવ્યો જ્યાં મેં એક ઓરતનું રવાન દીઠું જેણીને માણસોના નસા તથા ગલીચીનાં પુસ્કલ પ્યાલાં પીવાને મળતાં હતાં. મેં પુછ્યું-'આ ઓરતે શું પાપ કીધું હતું કે તેણીનાં રવાનને આવી સખત સજા ખમવી પડેછે?'-અશો સરોશ તથા આદર ઇજદે કહયું કે-"આ રવાન તે પાપી ઓરતનું છે કે જેણી કાયદા વિરૂદ્ધ તથા દીનના ફરમાનથી ઉલટી ચાલીને દસ્તાન વખતે પાણી તથા આતશની નજદીક ગઈ હતી."[૨૯]

## પ્રકરણ એકવીસમું.

**એક અશો મરદને મારી નાખનાર પાપીનું રવાન-તેને તેની ખોલ ઉતારવાની સજા.**

મેં પછી એક માણસનું રવાન દીઠું જેનાં માથાં આગળની ચામડીની ખોલ ઉતારવામાં આવતી હતી અને ઘાતકી માર તેને મારવામાં આવતો હતો. મેં પુછ્યું કે-'આ માણસે શું ગુનાહ કીધો હશે કે તેનાં રવાંનને આવી સજા ખમવી પડેછે?' અશો સરોશ તથા આદર ઇજદે જણાવ્યું કે-"આ રવાન તે પાપીનું છે કે જેણે દુનિઆંમાં એક અશો મરદને કાપી નાખ્યો હતો."

## પ્રકરણ બાવીસમું.

**દસ્તાનવાલી ઓરત સાથે સંબંધ કરનાર એક પાપીનું રવાન-તેને ઓરતનું દસ્તાન તથા ગલીચી પીવાની સજા.**

મેં વળી એક માણસનું રવાન દીઠું તેનાં મોહોડાંમાં ઓરતોનું દસ્તાન તથા ગલીચી નાખવામાં આવતી હતી તથા તે પોતાનાં બાળકને ગોયા

૨૯. અવસ્તા અને પેહેલવી લખાણો મુજબ—દસ્તાનવાલી ઓરતની જગ્યા આતશ, પાણી, તથા ઝુડપાનથી ઓછામાં ઓછી ૩૦ કદમ દૂર મુકી હોવી જોઈએ. તેણીને પાણીને અડકવાની મનાઈ છે, જેથી એવું ફરમાવ્યું છે કે તેણીએ હાથે દસ્તાના પેહેડી ચમચા વડે ખાવું. તેણીનાં ખાવાનાં વાસણ ધાતુનાં રાખવાં, જે તેણી ખાઈ રહે પછી બીજા માણસોએ સાફ કરવાં અને દસ્તાનવાલી ઓરતે નહી, કારણકે તેથી તેણીને પાણીને અડકવું પડે.

ખાતો હતો. મેં પુછ્યું કે–' આ માણસે શું પાપ કર્યું છે કે તેના રવાનને આવી સખત સજા ખમવી પડે છે ?'—અશો સરોશે અને આદર ઈજદે કહ્યું કે—" આ રવાન તે પાપી માણસનું છે કે જે દુનિઆંમાં દસ્તાન-વાલી ઓરત સાથે હમબીસ્તર થયો હતો અને જે દરેક વખત તેણે એવો સંબંધ કર્યો હતો તે દરેક વેળા સાડા પંદર તનાપુંર[30] જેટલું પાપ તેણે કર્યું હતું."[31]

## પ્રકરણ ત્રેવીસમું.

### બાજ ધરવા વિના તથા વાત કરતાં ખાવા તથા પીવાનો ગુનાહ–અને તે માટેની સખ્ત સજા.

મેં વળી એક માણસનું રવાન દીઠું જે ભુખમરા અને તરશને લીધે હમેશાં બુમ મારતો કે,–' હું મરી જઈશ ' અને તે હમેશાં પોતાના બાલ તથા દહાડોને ટુંપી કાઢી લોહી પીતો હતો, અને પોતાના મોંહોમાંથી ફીણ કાઢતો હતો. મેં પુછ્યું–' આ માણસના તનથી શું ગુનાહ થયો હશે કે તેના રવાનને આવી સજા ખમવી પડેછે ?'—અશો સરોશ તથા આદર ઈજદે કહયું—" આ રવાન તે પાપી માણસનું છે કે જેણે દુનિઆંમાં ખાતી વખતે વાતો કરી હતી અને દીનની શર્યતથી ઉલટી રીતે ખોરદાદ અમશાસ્પંદનું પાણી પીધું હતું અને અમરદાદ અમશાસ્પંદનો ભાજીપાલો ખાધો હતો અને બાજ ધરી ન હતી–તથા ગુનાહ ભરી રીતે તેણે આરાધના કરી ન હતી અને એવી રીતે ખોરદાદનાં પાણી તથા અમરદાદના ભા-

30. પેહેલવી રેવાયત મુજબ ૧ તનાફુર ગુનાહ ૩૦૦ 'સ્તીર'ના વજનનો છે અને દરેક 'સ્તીર' ચાર દીરમ જેટલો થાયછે. દીરમની કીમત નક્કી નથી, પણ એક ફાર્સી લખાણમાં જે પાંચ જાતનાં લગ્ન વર્ણવ્યાંછે તેમાં પેહેલા વર્ગની કન્યાને રીત દાખલ રૂપાના ૨૦૦૦ દીરમ અથવા રૂ. ૨૩૦૦ અને સવાબે તોલા સોનું આપવાનું ફરમાન આપ્યું છે તે ઉપરથી એક તનાફુર ગુનાહનો દંડ રૂ ૧૩૫૦ થી ૧૩૬૦ ની વચે પડવાં જાયછે અને તેથી સાડાપંદર તનાફુર ગુનાહનો દંડ વીસ હજાર રૂપૈયાને સુમારે થવા જાયછે—પાછલાં લખાણો મુજબ એટલો દંડ ભરી ફરીથી ગુનાહ ન કરે તો આગલો ગુનાહ માફ થાયછે.

31. વંદિદાદની સોલમી ફર્ગરદમાં હોર્મજદને સવાલ કરવામાં આવેછે કે, જે કોઈ શખ્સ જાણી જોઈને ઘડીઘડી દસ્તાનવાલી ઓરતને અડકે તો તેને માટે શું સજાછે ? એના જવાબમાં હોર્મજદ કહેછે કે, પેહેલી વારના ગુનાહ માટે ૩૦, બીજાવાર માટે ૫૦, ત્રીજીવાર માટે ૭૦ અને ચોથીવાર માટે ૯૦ ફટકા ઘોડાના ચાબકથી–સ્રઓષોચરનથી તે ગુનેહગારને મારે. હોર્મજદ કહેછે કે દસ્તાનવાલી ઓરત સાથે સંબંધ કરનાર શખ્સ ગોયા પોતાનાં તનથી જન્મેલા છોકરાને ભાલાથી મારી નાખીને તેની લાસને બાલી નાખેછે અને તેની ચરબી આતશમાં નાખેછે. એવો પાપી દેહાંત દંડની સજાને લાયક છે.

જીપાલ્રા તરફ તીરસ્કાર બતાવ્યો હતો. હવે એ રવાનને આવી સખત સજા ખમવી જોઈએ છે."[૩૨]

## પ્રકરણ ચોવીસમું.

### ભર્થારને તજી દઈ જનાકારી કરનાર ઓરતને સખત સજા.

મેં વળી એક ઓરતનું રવાન દીઠું જેણીને તેણીનાં આંચળથી દોજખમાં લટકાવેલી હતી, અને તેમાંનાં (દોજખના) નુકશાનકારક ખર્ફસ્તરો તેણીનાં આખાં શરીરને બાઝેલાં હતાં. મેં પુછ્યું–'આ ઓરતનાં તનથી શું ગુનાહ થયો છે કે તેણીનાં રવાનને આવી સખત સજા ખમવી પડે છે?' અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે–"આ રવાન તે પાપી ઓરતનું છે કે જેણી દુનિઆંમાં પોતાના ભર્થારને છોડી ગઇ હતી–અને બીજા માણસોને પોતાનું તન સ્વાધીન કરી જનાકારી હતી."

## પ્રકરણ પચીસમું.

### ઉઘાડે પગે અને ઉઘાડે અંગે ફરવાનો તથા ઉભા રહી પીશાબ કરવાનો ગુનાહ.

મેં વળી કેટલાંક માણસો અને કેટલાંક ઓરતનાં રવાનો દીઠાં, જેમના પગો તથા ગરદનો અને વચલા ભાગોને એક ખર્ફસ્તર હમેશ કરડતું અને તેમને ( ભાગોને ) એક બીજાથી દૂર પાડતું હતું. મેં પુછ્યું–'આ લોકોના તનથી શું ગુનાહ થયો હતો કે તેમનાં રવાનોને આવી સખત સજા ખમવી પડે છે?' અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું–"આ રવાનો તે પાપીઓનાં છે કે જેઓ દુનિઆંમાં જોડા વગર ફર્યાં હતાં, ઉઘાડે આંગે

૩૨. દાદેસ્તાને દિનિનાં ૭૯ મા પ્રકરણમાં જણાવેછે કે, જમતાં તથા પીતાં બાજ ધરવી, પણ જમતાં અથવા પીતાં વાત કરવી એ ભયંકર ગુનાહ છે. વાત કરીને જેટલા બુક ખાવાંમાં આવે અથવા પાણીના ગોટ ગલાય એટલા દરેક બુક અથવા ગોટ દીઠ ત્રણ "સ્તીર"નાં વજનનું પાપ થાયછે; તેમજ જમતાં જમતાં જેટલા શબ્દો બોલાય તે દરેક શબ્દ દીઠ ત્રણ "સ્તીર"નો ગુનાહ થાયછે. વાત કરતાં કરતાં અને બાજ ધરવા વિના ખાવા તથા પીવાના ગુનાહને "દરાયાંન–ગૂઈશનીહ કરેછે. "સ્તીર" વિષે જુઓ ઉપરની નોટ. શાયસ્ત લા શાયસ્તના ૫ મા બાબ મુજબ નાવર થયલો જો ખાતાં પીતાં વાતચીત કરે તો દરેક બુક અથવા દરેક ગોટ દીઠ "તનાફુર ગુનાહ છે, પણ જે નાવર થયલો ન હોય તે જો તેમ કરે તો તે ગુનાહ ત્રણ "અઓપોથરનાંમ" ગુનાહ છે. "અઓપોથરનાંમ" માટે જુઓ નોટ ૧૬ અને "તનાફુર" માટે જુઓ નોટ ૧૭.

ફર્યાં હતાં, પગ ઉપર ( ઉભા રહીને ) પીશાબ કરી હતી[33] અને બીજી દેવોની ક્રિયા કરી હતી."

---

## પ્રકરણ છવીસમું.

### ભર્થારને ધીક્કારનાર, નાફરમાન થનાર અને ગાળો દેનાર પાપી ઓરતનું રવાન.

મેં વળી એક ઓરતનું રવાન દીઠું—જેણી હમેશ પોતાની જીભ પોતાની ગર્દન ઉપર લંબાવતી હતી, અને તેણીને હવામાં લટકાવેલી હતી. મેં પુછ્યું—આ રવાન કોણનું છે ?'—અશો સરોશ તથા આદર ઈજદે કહ્યું કે "આ રવાન તે પાપી ઓરતનું છે કે જેણીએ દુનિઆંમાં પોતાના ભરથારને અથવા ધણીને ધીક્કાર્યો હતો, અને બદદુઆ ચાહી હતી, અને ગાળો દીધી હતી તથા નાફરમાન થઈ હતી."

---

## પ્રકરણ સતાવીસમું.

### ઠગારા વેપારીઓ તથા ધંધાદારીઓનાં પાપી રવાનો.

મેં વળી એક મરદનું રવાન દીઠું જેને હમેશાં ધુળ તથા ખાક "કફીજ"[34] તથા "દૂલક"થી[35] ભરવાની ફરજ પાડવામાં આવતી અને તે તેને ખાવા આપવામાં આવતું હતું. મેં પુછ્યું—'આ માણસથી શું ગુનાહ થયો હતો કે તેનાં રવાનને આવો આજાબ ખેંચવો પડે છે ?' અશો સરોશ તથા આદર ઈજદે કહ્યું—"આ રવાન તે પાપી માણસનું છે કે જેણે દુનિઆંમાં ખરૂં "કફીજ" કે ખરૂ "દૂલક" યા ખરૂં જોખ કે લંબાઈનું માપ રાખ્યું નહતું—તેણે દારૂમાં પાણી ભેળ્યું હતું, અનાજમાં ધુળનાખી હતી અને લોકોને મોંઘી કીમ્મતે તે વેચ્યું હતું—અને લોકો પાસેથી કાંઈક ચોર્યું હતું અથવા જબરીથી મેળવ્યું હતું:"

---

૩૩. ઊંધાડે દીલે ફરવા, ઊંધાડે પગે ચાલવા તથા પગ ઉપર પીસાબ કરવાના ગુનાહ માટે વંદિદાદની ૧૮મી ફર્ગરદમાં જણાવેલું છે કે, ઉભા રહીને પીસાબ કરે અને તેથી પગ ઉપર પીસાબના છાંટા ઉડે તે ગુનાહ ભરેલું છે. પેહેલિવ સરેહ કરનાર કહેછે કે એ ગુનાહ "તનાફુર" જેટલો છે. વલી એજ ફરગરદમાં આગલ ચાલતાં જણાવવામાં આવેછે કે, ઊંધાડે દીલે અથવા ઊંધાડે પગે ચાલવું ગુનાહ ભરેલું છે. પેહેલાં ત્રણ કદમ માટે ત્રણ "સ્રઓશોચરનાંમ" જેટલો અને ચોથાથી "તનાફુર" જેટલો ગુનાહ લાગેછે.

૩૪. "કફીજ"ને ૬૪ રતલના માપનો સમાવેશ કરનાર માપ તરીકે ઓળખવામાં આવ્યું છે—જે ઈંગ્રેજી "બુશલ" સાથે લગભગ મળતું આવેછે.

૩૫. "દૂલક" એક માપનું નામછે પણ તે શું હતું તે જણાયું નથી.

## પ્રકરણ અઠ્ઠાવીસમું.

### નિર્દય તથા ઘાતકી હાકમનું પાપી રવાન.

વળી મેં એક માણસનું રવાંન દીઠું—જેને હવામાં લટકાવેલો હતો અને પચાસ દેવો હમેશ તેને આગળથી તથા પાછળથી દંખ મારતા સાંપો વતી મારતા હતા. મેં પુછયું કે—'આ માણસનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેને આવો આજાબ ખેંચવો પડે છે?' અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું "આ રવાન તે પાપી માણસનું છે કે જેણે દુનિઆંમાં ગેરરીતે હાકમી ચલાવી હતી,—અને તે માણસો તરફ નિર્દય અને ઘાતકી હતો તથા તરેહવાર જાતની વેદના અને સજા તેમને કરતો હતો."

---

## પ્રકરણ ઓગનતીસમું.

### નિંદા કરનાર તથા અઠડાવી મારનાર શખ્સનું પાપી રવાન.

મેં પછી એક માણસનું રવાન દીઠું; જેની જીભ તેનાં દાચાંની બાહેર નીકળી આવેલી હતી અને ખર્ફસ્તરો હમેશાં તેને કરડતાં હતાં. મેં પુછયું કે 'આ માણસના તનથી શું ગુનાહ થયો હતો કે તેનાં રવાનને આવી સખત સજા ખમવી પડે છે?' અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે—"આ રવાન તે માણસનું છે કે જેણે દુનિઆંમાં નિંદા કરી હતી તથા લોકોને એક બીજાં સાથે અઠડાવી માર્યા હતાં અને તેનું રવાન આખેરે દોજખની તરફ નાંહઠું હતું."

---

## પ્રકરણ તીસમું.

### જોઈએ તે કરતાં વધુ ગોસ્પંદો કાપવાનો ગુનાહ.

મેં વળી એક માણસનું રવાન દીઠું જેના અવયવો હમેશાં ભાંગીને એક બીજાથી છુટા પાડવામાં આવતા હતા. મેં પુછયું કે 'આ માણસનાં તનથી શું ગુનાહ થયો હતો?'—અશો સરોશ તથા આદર ઈજદે કહ્યું કે "આ રવાન તે પાપી મરદનું છે કે જેણે ગાય, ઢોર અને ગોસ્પંદો તથા બીજાં ચોપગાં જાનવરો દીનની શર્યતથી ઉલટી રીતે ક્રિયા કરવા વગર કાપ્યાં હતાં."[૩૯]

---

૩૯. સ્તુદગર નસ્કમાં જણાવેછે કે જે કોઈ ગેરકાયદે ગોસ્પંદો કાપેછે, તેને તે ગોસ્પંદનો દરેક બાલ એક તીક્ષણ તરવાર જેવો થઈ પેલી દુન્યામાં મારેછે.

## પ્રકરણ એકતીસમું.

### પોતાની દોલતને નહીં વાપરતાં કંજુસાઈ કરવાનો ગુનાહ.

મેં વળી એક માણસનું રવાન જોયું જે માથાંથી તે પગ સુધી શીકંજા ઉપર લાંબો થઈને પડેલો હતો અને હજારો દેવો તેના ઉપર પડી તેને કચડી નાખતા હતા તથા ભારી ગજબ અને શક્તિ તેના ઉપર ગુજારતા હતા. મેં પુછ્યું કે 'આ માણસનાં તનથી શું ગુનાહ થયો હશે?' અશો સરોશે તથા આદર ઇજદે કહયું કે—"આ રવાન તે માણસનું છે કે જેણે દુનિઆંમાં ઘણી દોલત ભેગી કરી હતી અને તે તેણે પોતાને માટે વાપડી નહીં અને અશો માણસને તેનો હીસ્સો આપ્યો નહીં અથવા મેલવવા દીધો નહીં પણ તેને ભરી રાખી હતી."[૩૭]

---

## પ્રકરણ બત્રીસમું.

### એક આલસુનું રવાન—ગોસ્પંદને ઘાસ નાખવાનો બદલો.

મેં વળી એક આળસુ માણસનું રવાન દીઠું જેને દવાનોશ કરી કહેતા હતા—તેનાં આખાં શરીરને ખર્ફસ્તરો કરડતાં હતાં પણ જમણા પગને તેઓ કરડતાં નહીં હતાં. મેં પુછ્યું કે—'આ માણસથી શું ગુનાહ થયો હતો?'—અશો સરોશે તથા આદર ઇજદે કહયું કે આ રવાન આલસુ દવાનોશનું છે જેણે તે જ્યારે દુનિઆંમાં હતો ત્યારે એકપણ સારૂં કામ કર્યું ન હતું પણ આ જમણા પગ વતી એક હલ ખેંચતા બલદ આગળ ઘાસની એક પુરી નાખી હતી.[૩૮]

---

## પ્રકરણ તેત્રીસમું.

### જુઠું બોલનાર પાપીનું રવાન.

મેં એક માણસનાં રવાનને દીઠું જેની જીભને એક કીડો હમેશાં કરડતો હતો. મેં પુછ્યું કે 'આ માણસના તનથી શું ગુનાહ થયો હતો?'

---

૩૭. વંદિદાદની ત્રીજી ફરગર્દમાં લખેછે કે—જે કોઈ અશો મરદને સખાંવત કરતો નથી તેનો થાર દોજખમાં કાંટાઓવાલી જગ્યાએ થાયછે.

૩૮. આપણા લોકોમાં એકવીસ નુસ્કો જણાયલા છે-તેમાનાં તેરમા સ્પેન્દ નુસ્કમાં આ દવાનોશની વાત આવેલી છે જેમાંથી નીચલો ફકરો પેહેલવી રેવાયતમાં ઉતારવામાં આવ્યોછે; "સ્પેન્દ નુસ્કમાં લખેછે કે, જરથોસ્તને એક માણસનું રવાન બતાવવામાં આવ્યું હતું—જેના સઘળા અવયવોને રીબાવવામાં આવતા હતા અને એકજ પગ મુક્ત હતો. જરથોશ્તે હોરમજદ કણેથી તેનું કારણ જાણવા માંગ્યું. હોરમજદે કહયું કે—એ માણસ દવાનોશ તેતરીસ દેશોનો હાકમ હતો, પણ તેણે કદીબી કાંઈ ભલું કામ કરયું ન હતું સીવાય કે એક વખત પગ વટી ગોસ્પંદને માટે ઘાસ લઈ ગયો હતો.

અશો સરોશ તથા આદર ઈજદે કહ્યું કે-"આ રવાન તે પાપી માણસનું છે કે જે દુનિઆંમાં ઘણું જુઠું તથા ખોટું બોલ્યો હતો, અને તેથી સઘળાં પ્રાણીઓમાં ઘણું દુઃખ તથા સંકટ ફેલાયું હતું."[૩૯]

## પ્રકરણ ચોત્રીસમું.

### આતશ ઉપર હેર નસો નાખવાનો તથા શરીરને દઝાડવાનો ગુનાહ.

મેં પછી એક ઓરતનું રવાન દીઠું-જેનું આખું શરીર ખર્ફસ્તરો કરડતાં હતાં. મેં પુછ્યું-'આ ઓરતના તનથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશ તથા આદર ઈજદે કહ્યું કે આ રવાન તે પાપી ઓરતનું છે કે જેણીએ દુનિઆંમાં ચુલા આગળ ઉભી રહી પોતાના બાલ તથા બાલનાં ગુછરાં સમાર્યાં હતાં; અને માથાં ઉપરના બાલ તથા જુ તથા પોતાના શરીર ઉપરના બાલ આતશ ઉપર નાખ્યા હતા અને ચુલા ઉપર બેસીને પોતાના શરીરમાં આતશ દાખલ કર્યો હતો" (યાને શરીરને દઝાડયું હતું.)[૪૦]

## પ્રકરણ પાંત્રીસમું.

### જાદુગર ઓરતનું રવાન.

મેં વળી એક ઓરતનું રવાન દીઠું જેણી હમેશાં પોતાનો નસો દાંતે ચાવતી હતી તથા ખાતી હતી. મેં પુછ્યું 'આ રવાન કોણનું છે?' અશો સરોશ તથા આદર ઈજદે કહ્યું કે-"આ રવાન તે પાપી ઓરતનું છે કે જેણીએ દુનિઆંમાં જાદુ કર્યું હતું."[૪૧]

## પ્રકરણ છત્રીસમું.

### અંશોઈને તોડનાર પાપીનું રવાન.

મેં પછી એક માણસનું રવાન દીઠું, જે દોજખમાં સાંપના આકારે

---

૩૯. જુઠું બોલવું કેટલું નુકશાનકારક છે તેનો એક સરસ દાખલો અવસ્તામાં પાદશાહ યિમ (જમસેદ) બાબદ મળેછે. આ પાદશાહ એકવાર પોતાની મોટી પરેહજગારી માર્ફતે દુન્યાના લોકો યાને પોતાની પ્રજામાટે પોતાના અમલમાં હોર્મજદ પાસે સઘળી પ્રકારની આબાદી અને આસાની રખાવી શકયો હતો અને તે તેની પ્રજામાં પેગમ્બરી દરજજો ધરાવતો હતો, પણ એક વાર તે અવસ્તા પ્રમાણે કાંઇક જુઠું બોલ્યો અને શાહાનામા મુજબ પોતાને ખોદાના જેવો દરજજો હોવાની તકોબરી તેણે કરી જેથી પરીણામ એ આવ્યું કે, સઘળાં મોટાઈ નાબુદ થઇ, ઝોહાકે તેને ગાદીભ્રષ્ટ કર્યો અને સેવટે ઝોહાકના હુકમથી તેને તેના ભાઈ સ્પિત્યુરે કાપી નાખ્યો હતો.

૪૦. આતિશ ઉપર અથવા પાણીમાં કોઈબી જાતનો નસો લઈ જવો એ તનાફુર ગુનાહ ગણ્યોછે.

૪૧. દાદેસ્તાને દીની મુજબ એવા પાપી દેહાંત દંડની સજાને પાત્ર છે.

થાંભા મીસાલે ઉભો હતો—અને તેનું માથું માણસના જેવું અને શરીરનો બાકીનો ભાગ સાંપના જેવો હતો. મેં પુછયું કે 'આ માણસથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે—"આ રવાન તે માણસનું છે જેણે દુનિઆંમાં અશોઈને તોડી હતી અને તે સાપને આકારે દોજખમાં નાહાઠો હતો."

## પ્રકરણ સાડત્રીસમું.

### પાણી તથા આતશમાં રીમની લઈ જવાનો તથા આતશ બુજવી નાંખવાનો ગુનાહ.

મેં વળી કેટલાક માણસો તથા ઓરતોનાં રવાનો દીઠાં જેમને દોજખમાં ઉંધે મસ્તક લટકાવેલાં હતાં અને સાપ તથા વિછુ અને બીજાં ખર્ફસ્તરો તેમનાં આખાં શરીરને કરડતાં હતાં. મેં પુછયું—'આ રવાનો કોણ લોકોના છે?' અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે "આ રવાનો તે લોકોનાં છે કે જેઓએ દુનિઆંમાં પાણી તથા આતશની સંભાળ કરી ન હતી—અને પાણી તથા આતશમાં રીમની લઈ ગયા હતા અને આતશને જાણી જોઇને બુજવી નાખ્યો હતો."

## પ્રકરણ આડતીસમું.

### પાણી તથા આતશમાં નસો લઈ જવાનો તથા બીજા લોકોને રીમન કરવાનો ગુનાહ.

મેં પછી એક માણસનું રવાન દીઠું જેને ખાવા માટે હંમેશ માણસનું માંસ તથા નસો, લોહી, પલીદી અને બીજી રીમની તથા ગંધ સાથે ખાવાને આપવામાં આવતું હતું. મેં પુછયું 'આ માણસના તનથી શું પાપ થયું હતું?' અશો સરોશે તથા આદર ઈજદે કહયું કે—"આ રવાન તે પાપી માણસનું છે કે જે દુનિઆંમાં હેર તથા બીજો નસો પાણી તથા આતશમાં તથા પોતાના શરીર ઉપર તેમજ બીજા લોકોના શરીર ઉપર લઈ ગયો હતો. તથા તે હમેશ ગુજરેલાંની લાશને એકલો લઈ જતો હતો;[૪૨] અને પોતે રીમન થયો હતો તથા તે માટે વળી તેણે કદી બરશનુમ લીધું ન હતું.

---

૪૨. વંદિદાદની ત્રીજી ફરગરદમાં અને બીજે ઠેકાણે લાસને એકલી ઉંચકી લઈ જવા સામે સખત તાકીદ કીધીછે; અને જે કોઈ તે ફરમાનની વિરૂદ્ધ ચાલે અને તેથી પોતે ચેપી રોગને આધીન થઈ દુનિઆંના લોકોમાં તે રોગ ફેલાવે તેને ગરદન મારવાની સજા તે ફરગદમાં ફરમાવેલી છે. લાશને ઉચકવા માટે ઓછાંમાં ઓછાં બે માણસો કામે લાગવાં જોઇએ. જો કોઈ તેવ ઠેકાણે બે મોટા મરદો ન મળે તો એક મરદ અને એક છોકરો, અથવા બે છોકરા અથવા એક મરદ અને એક ઓરત તે લાશને ઉચકી લઈ જઈ શકે; પણ એકલા એક જણે કદી લાશ ઉચકી લઈ જવી નહી.

# પ્રકરણ ઓગણચાલીસમું.

## લુચ્ચા શેઠો અને ભાગ્યાઓ વિષે.

મેં વળી એક માણસનું રવાંન દીઠું જે હમેશાં માણસની ચામડી તથા માંસ ખાતો હતો.'મેં પુછયું કે 'એ રવાન કોણનું છે?' અશો સરોશ તથા આદર ઈજદે કહયું કે "એ રવાન તે પાપી માણસનું છે કે જેણે દુનિઆંમાં મજુરોના પગાર તથા ભાગ્યાઓના હીસ્સા દાબી રાખ્યા હતા અને હવે તેના રવાનને આવી સખત સજા ખમવી જોઈએ છે.

---

# પ્રકરણ ચાલીસમું.

## જુઠું બોલવા અને નિંદા કરવાનાં પાપ વિષે.

મેં વળી એક માણસનું રવાન દીઠું જેને હમેશ પોતાની પીઠ ઉપર એક પાહડ ઉચકવો પડતો હતો; અને બરફ તથા થંડીની વખતે પણ તે પાહડ તેની પીઠ ઉપર રેહેતો હતો. મેં પુછયું જે એ માણસનાં તનથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશે તથા આદર ઈજદે કહયું કે—"એ રવાન તે પાપી માણસનું છે કે જેનાથી દુનિઆંનાં લોકો વિષે ઘણું જુઠું બોલાયુ હતું તથા નિંદા થઈ હતી અને ધીઃકારના સુખનો ઘણા બોલાયા હતા જેથી હવે તેનાં રવાનને આવી સખત સજા ખમવી પડેછે.

---

# પ્રકરણ એકતાલીસમું.

## અશો લોકોની અશોઈ તોડવા વિષે.

મેં વળી એક માણસનું રવાન દીઠું જેને નરક, નસો તથા પલીદી ખાવાને આપવામાં આવતાં હતાં તથા દેવો તેને હમેશાં પથરા તથા કોદાળીઓથી મારતા હતા. મેં પુછયું કે 'આ માણસનાં શરીરથી શું ગુનાહ થયો હતો કે તેનાંરવાનને આવી સખત સજા ખમવી પડેછે?' અશો સરોશે તથા આદર ઇજદે કહયું કે "આ રવાન તે પાપી માણસનું છે કે જે ઘણાં લોકોની આવજાવવાલાં ગરમપાણીનાં હમામખાનામાં ત્યાંનાં પાણી આતશ અને જમીન ઉપર નસો લઇ જતો હતો જેથી અશો લોકો તેની અંદર જઈ બાહેર આવતાં ત્યારે દુર્વંદનાં જેવી હાલતનાં થતાં."

---

# પ્રકરણ બેંતાલીસમું.

## હકદાર પિતા વગરનાં બાળકો વિષે.

મેં વળી કેટલાંક લોકોનાં રવાનો દીઠાં, જેઓને હમેશાં રડાવવામાં આવેછે અને તેઓ હમેશ કલાપીત કરેછે. મેં પુછ્યું કે 'આ લોકો કોણ છે?' ત્યારે અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે "એ રવાનો તે લોકોનાં છે કે જેમના બાપે મા રાંખી હતી અને જ્યારે તેઓ જનમ્યાં ત્યારે તેમના બાપે તેમને હકદાર તરીકે કબુલ કીધાં નહીં હતાં; અને હવે તેઓ હમેશાં એમ બાપને માટે રડન કરેછે."

# પ્રકરણ ત્રેતાલીસમું.

## પોતાનાં બાળકોને કબુલ નહીં રાખનાર બાપ વિષે.

મેં વળી એક માણસનું રવાન દીઠું જેના પગ આગળ કેટલાંક બાળકો પડયાં હતાં અને તેઓ હમેશાં ચીચ્યારીઓ પાડતાં હતાં—અને દેવો કુત્રાઓની મીશાલે તેના ઉપર પડીને તેને ચીરી નાખતા હતા. મેં પુછ્યું કે 'આ માણસના તનથી શું ગુનાહ થયો હતો કે તેથી તેનાં રવાનને આવી સખત સજા ખમવી પડેછે?' અશો સરોશે તથા આદર ઇજદે કહ્યું કે "આ રવાન તે પાપી માણસનું છે કે જેણે દુનિઆંમાં પોતાનાં છોકરાંઓને કબુલ રાખ્યાં ન હતાં."

# પ્રકરણ ચુંમાલીસમું.

## બાળ હત્યા કરનારી ઓરત વિષે.

મેં વળી એક ઓરતનું રવાન દીઠું, જેણી પોતાનાં આંચળ વટી એક ડુંગર ખોદતી હતી અને હમેશ પોતાનાં માથાં ઉપર તોપીની મીસાલે ઘંટી દળવાનો પથર રાખતી હતી. મેં પુછ્યું કે- 'આ ઓરતના તનથી શું ગુનાહ થયો હતો કે તેણીનાં રવાનને આવી સખત સજા ખમવી પડે છે?' અશો સરોશે તથા આદર ઇજદે કહ્યું કે "આ રવાન તે પાપી ઓરતનું છે કે જેણીએ દુનિઆંમાં પોતાનાં બાળકને મારી નાખ્યું હતું તથા તેનાં મુરદાંને નાખી દીધું હતું."[43]

૪૩. વંદિદાદની પંદરમી ફ્રગૈરદમાં જણાવેછે કે, એક પરણેલી અથવા નહી પરણેલી ઓરત પારકા મરદ સાથે જનાકારી કરે અને તેથી જો તેને હમેલ રહે તો તે તેણીએ દુન્યાની લાજને માટે તોડી પાડવા નહીં, પણ જો તેણી હમેલ તોડી પાડે અથવા બાલહત્યા કરે તો તે ઓરત તેમજ તે બાલકનો બાપ ખુનના અપરાધને પાત્ર ગણાયછે. વળી તે બાલકનો જનમ થવા સુધી તે ઓરતનું પોશાણ કરવાનો જોખમ તે બાલકના બાપને માથેછે, પણ જો તે તેને ઘટતુ પોશાણ નહી આપે અને તેથી બાલકની કજા થાય તો તે માટે તે બાપ ખુનના અપરાધને પાત્ર થાયછે.

## પ્રકરણ પીસ્તાલીસમું.

### જુઠા શપત લેવા અને જબરીથી નાણું લુંટવાનો ગુનાહ.

મેં વળી એક માણસનું રવાન દીઠું જેના સઘળા અવયવો એક કીડો કરડતો હતો. મેં પુછ્યું 'આ માણસના તનથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશે તથા આદર ઈજદે કહયું કે– "આ રવાન તે પાપી માણસનું છે કે જેણે દુનિઆંમાં જુઠા શપત લીધા હતા,[44] અને અશો લોકો પાસેથી દોલત લુટી લઇને બદ લોકોને આપી હતી.

---

## પ્રકરણ છેંતાલીસમું.

### અપ્રમાણીકપણે દોલત મેલવનાર પાપી વિષે.

મેં વળી એક માણસનું રવાન દીઠું જે હમેશ માણસનાં ભેજાંની ખોપરીઓ પકડી તેમાંથી ભેજું ખાતો હતો. મેં પુછ્યું કે– 'આ માણસના તનથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશે તથા આદર ઈજદે કહયું કે "આ રવાન તે પાપી માણસનું છે કે જેની દોલત દુનિઆંમાં પ્રમાણીકપણે મેલવાઈ ન હતી પણ બીજાંઓની મીલકતમાંથી ચોરવામાં આવેલી હતી અને તે તેનાથી પોતાનાજ દુશ્મનોમાં અપાઈ હતી–એ માટે તેને દોજખમાં જવું જોઈએ."[45]

---

## પ્રકરણ સુડતાલીસમું.

### નાસ્તીકપણું અને ઠગાઈ કરવા વિષે.

મેં વળી ઘણાંએક લોકો દીઠાં–જેમનાં માથાં તથા દાઢી બોડાવામાં આવેલાં હતાં અને ચેહેરાનો રંગ પીળો હતો તથા આખું શરીર કોહેલું હતું–અને ખર્ફ્સ્તરો હમેશ તે ઉપર ચાલતાં હતાં. મેં પુછ્યું–'આ લોકો કોણ છે?' અશો સરોશે તથા આદર ઈજદે કહયું કે– "આ રવાનો તે લોકોનાં છે કે જેઓ દુનિઆંમાં અશોઇને તોડનારા અને ઠગારા હતા–અને માણસો હમેશાં તેમનાથી નાશ પામતાં હતાં, તથા તેમને નેકીના

---

૪૪. વંદિદાદની ચોથી ફર્ગેરદમાં જણાવેછે કે જે કોઈ જાણી જોઈને જુઠા શપત લે તેને ઘોડાના ચાબકાથી—સ્રઓષોચરનથી સાતસો ફટકા મારે.

૪૫. મીનો ખેરદ કેતાબમાં લખેછે કે—જે કોઇ પોતાના ઉદયોગથી મેળવીને ખાતો નથી પણ બીજાઓ પાસથી મેળવીને ખાયછે તે માણસ ગોયા બીજા માણસનું માથું પકડી તેનું ભેજું ખાયછે.

કાનુનથી ફેરવીને બદીના કાનુન ઉપર લઈ જવામાં આવતાં હતાં, તથા ઘણાએક અધર્મો તથા અઘટીત મહજબો દુનિઆંમાં ચાલુ કરવામાં આવ્યા હતા."[૪૬]

---

## પ્રકરણ ઉડતાલીસમું.

### કુતરાઓને મારી નાખવા તથા તેમના ઉપર જુલમ પાડવા તથા ખોરાક નહીં આપવાનાં પાપ વિષે.

વળી મેં એક માણસનું રવાન દીઠું જેને દેવો કુત્રાઓ મીશાલે હમેશાં ફાડી નાખતા હતા. તે માણસ તે કુત્રાઓ ( દેવો ) ને રોટલી આપે છે પણ તેઓ તે ખાતા નથી પણ તેની છાતી, પગ, પેટ, અને જાંગ ખાય છે. મેં પુછયું કે 'આ માણસનાં તનથી શું પાપ થયું હતું કે તેનું રવાન આવી સખત સજા ખમેછે ?' અશો સરોશે તથા આદર ઇજદે કહયું કે "આ રવાન તે પાપીષ્ટ માણસનું છે કે જેણે દુનિઆંમાં ભરવાડોના અને ઘરગતુ કુત્રાઓને ખોરાક આપ્યો ન હતો અથવા તેમને માર્યા હતા અને તેમને મારી નાખ્યા હતા."[૪૭]

---

## પ્રકરણ ઓગણપચાંસમું.

### મીલકતોની માપણી ખોટી કરી ભારી કર લેવા વિષેનું પાપ.

મેં વળી કેટલાંક માણસોનાં રવાન દીઠાં—જેઓ હંમેશ માણસ જાતનું નરક અને હેર તથા નસો અને પલીદી ખાતાં હતાં— તથા દેવો પથરા ખોદી કાઢી હમેશ પછવાંડેથી તેમની પીઠ ઉપર ફેંકતા હતા—અને જ્યાં

---

૪૬. નાસ્તિક અથવા આસમોગોને માટે શાયસ્ત લા શાયસ્તમાં જણાવેછે કે એવા માણસો સાંપના જેવાછે અને કયામત વખતે જોકે બીજા દોજખી રવાંનોનો છુટકો થશે તો પણ આસ્મોગો અને ગુલામબારગી કરનારાઓનાં રવાંનોનો સદનતર નાશ કરવામાં આવશે. વંદિદાદની ૧૫ મી ફર્ગરદ મુજબ જે કોઇ ધણી બીજાને ખોટો ધર્મ શીખાડેછે તે માણસ મર્ગર્જાનિ ગુનેહગાર છે.

૪૭. વંદિદાદની ૧૩ મી ફર્ગરદમાં કહેછે કે, જે કોઈ ધણી ઘરગતુ કુત્રાઓને સારો ખોરાક ન આપે તેને ૯૦ ફટકા અને ભરવાડના કુત્રાને સારો ખોરાક ન આપે તેને ૨૦૦ ફટકા ઘોડાના ચાબકાથી—સ્રઓષોચરનથી મારે. વળી એજ ફર્ગરદમાં, જણાવેછે કે જે કોઈ ઘરગતુ કુત્રાને અથવા ભરવાડના કુત્રાને મારેછે તેનું રવાંન પેલી દુન્યામાં જતી વખતે, જેમ એક મેંઢું એક જંગલમાં એક વરૂને જોવાથી ફાલ ખાઇ નાહાસવા માંડેછે તે કરતાં વધુ હેબત સાથે નાહાસેછે અને અતીશે પોકાર માર્યા કરશે અને કોઈબી તેને આશારો આપશે નહીં. ઘરગતુ કુત્રાને મારી નાખનારને ૭૦૦ અને ભરવાડના કુત્રાને મારી નાખનારને ૮૦૦ ફટકા મારવાં એજ ફર્ગરદમાં કહયુંછે.

સુધી કે પીઠ ઉપર તે પથરાઓ એક પાહાડ થાય અને તેનો બોજો ખમવાને તેઓ શક્તિવાન નહીં થાય ત્યાં સુધી તેવો મારો ચાલુ રેહેતો હતો. મેં પુછયું કે 'આ માણસોનાં શરીરથી શું ગુનાહ થયો હતો કે તેમનાં રવાનોને આવી સખત સજા ખમવી પડેછે?' અશો સરોશે તથા આદર ઈજદે કહયું-"આ રવાનો તે પાપીઓનાં છે કે જેમનાથી જમીનની ખોટી માપણી થઈ હતી-અને ઘણાં લોકોને ઘરબાર વિનાના અને વગર-પેદાયશનાં કરી મેલાયાં હતાં જેથી તેઓ તંગીમાં અને ગરીબાંઈમાં આવ્યાં હતાં; અને તેમની કણે હંમેશ ભારી કર લેવામાં આવતો હતો."

## પ્રકરણ પચાસમું.

### જમીન ગલે પડવાનાં પાપ વિષે.

મેં વળી એક માણસનું રવાન દીઠું જે હમેશ પોતાનાં આંગળાં તથા નખવતી ડુંગરા ખણુતો હતો, અને દેવો તેને હમેશ પછવાડેથી ધસારો કરતા. સાંપો વતી મારતા હતા. મેં પુછયું કે 'આ માણસનાં શરીરથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશે તથા આદર ઈજદે કહયું કે "આ રવાન તે પાપી માણસનું છે જેણે દુનિઆંમાં બીજા લોકોની સીમમાંના પથરા કાઢી લઈને પોતાના તરીકે લીધા હતા."

## પ્રકરણ એકાવનમું.

### જુઠા કોલ આપવાનાં પાપ વિષે.

મેં વળી એક માણસનું રવાન દીઠું જેને હમેશ તેનાં શરીર ઉપરથી લોખંડના ચીમટા વતી માંસ ખેંચી કાઢીને ખાવા આપવામાં આવતું હતું. મેં પુછયું કે 'આ માણસનાં શરીરથી શું પાપ થયું હતું કે તેનાં રવાનને આવી સખત સજા ખમવી પડેછે?' અશો સરોશે તથા આદર ઈજદે કહયું કે "આ રવાન તે પાપી માણસનું છે જેણે દુનિઆંમાં માણસો સાથે જુઠા કોલ કર્યા હતા."[૪૮]

૪૮. કોલ તોડવા બાબદ અવસ્તામાં સખત મનાઈ છે, મિથ્ર અયવા મેહેરયષ્ટમાં હોર્મજદ જર્થોસ્તને કહેછે કે, કોલ તોડવો નહી, કારણ કે સો માણસખાઉ હેવાંનો અશો લોકોને જેટલું નુકશાન કરે એટલું નુકશાન એક કોલ તોડનાર માણસ એકલો આખી દુન્યાને કરેછે. તારી પોતાની દીનવાળા સાથે કે દર્વંદ સાથે કોલ કર્યો હોય તે તોડવો નહી કારણ કે અશો માણસ સાથે કોલ કરવો અયવા દર્વંદ સાથે કોલ કરવો એ બંને એક સરખાજ કોલ છે. મિથ્ર (મેહેર) કદી ઠગાતો નથી. જે કોઈ કોલ તોડેછે પછી તે તોડનાર ગમે તેવો હોય તો તેનો તેમજ તે જયાં રેહેતો હોય તે જગાનો મિથ્ર નાશ કરેછે.

## પ્રકરણ બાવનમું.

### વિશ્વાસઘાત કરવા તથા કોલ તોડવાનાં પાપ વિષે.

મેં વળી એક માણસનું રવાન દીઠું જેને હમેશ તીક્ષણ પરાહની અને તીર તથા પથરા અને કોદાળીથી મારવામાં આવતો હતો. મેં પુછયું કે 'આ માણસનાં તનથી શું ગુનાહ થયો હતો ?'—અશો સરોશે તથા આદર ઈજદે કહયું કે—"આ રવાન તે પાપી માણસનું છે કે જેણે દુનિઆંમાં ઘણા વિશ્વાસઘાત કર્યા હતા અને અશો તેમજ દુરવંદ લોકો સાથના કોલ તોડયા હતા. અશો લોકો તેમજ દુરવંદ લોકો સાથે જે કોલ કરવામાં આવે તે એક સરખાજ છે."

---

## પ્રકરણ ત્રેપનમું.

### દોજખનો બાહેરથી દેખાવ-વિરાફને ઉપજેલી ધાસ્તી-આદર અને સરોશ ઈજદ સાથે વિરાફનું તેમાં દાખલ થવું.

વળી અશો સરોશે તથા આદર ઈજદે મારો હાથ પકડયો અને મને ચકાતેદાઇતીહ ઉપર ચીનવત પુલની નીચે એક જંગલમાં લઇ જવામાં આવ્યો ત્યાં તે જંગલની વચમાં જમીનની અંદર દોજખ મને બતાવામાં આવ્યું. તે જગ્યાએથી હારેમન તથા દેવો અને દેવીઓ તથા તે વગેરે દુર્વંદોનાં રવાનોની ચીચીઆરીઓ તથા બુમો એવી રીતે આવી કે હું ઘણોજ બીહીધો કારણકે મેં ધાર્યું કે તેઓ હફ્તકેશ્વર જમીનને ધુંજાવશે એવી તેમની ચીચીઆરીઓ તથા બુમો સંભળાતી હતી. મેં અશો સરોશ તથા આદર ઈજદને વિનંતી કરી કે-'મને અહીં ના લઇ જાઓ પણ પાછા ફરો'- પછી અશો સરોશે તથા આદર ઈજદે મને કહ્યું કે "ધાસ્તી ના કર, કારણકે તને અહીં કશી ધાસ્તી નથી." અશો સરોશ તથા આદર ઈજદ આગળ ચાલ્યા, અને પછવાડેથી વગર ધાસ્તીએ હું અર્દાવિરાફ અંધકાર દોજખમાં આગળ વધ્યો.

---

## પ્રકરણ ચોપનમું.

### સર્વેથી અંધારાં- સર્વેથી ગંધીલાં-સર્વેથી ડરામણાં દોજખનું અને ત્યાં ઉભાઈ જતાં પાપી લોકોનું વર્ણન.

ત્યાં મેં અતિશય અંધારૂં દોજખ દીઠું; જે નુકસાનકારક, ધાસ્તીકારક, ભયંકાર, ઘણું દુઃખદાયક, ઈજા કરનાર અને ગંધીલું છે. અને વધુ અવ-

લોકન કરવા પછી મને જણાયું કે તે એક ખાડા મીશાલે હતું જેને તળીએ હજાર હાથ પોહોંચી શકે નહીં (યાને તેની ઊંડાઈ હજાર હાથ કરતાંબી વધારે છે); અને જોકે તે ઘણુંજ ગંધીલાં અને અંધકાર દોજખમાં દુનિઆંમાં જેટલી કાઠીઓછે એટલી બધી બાળવામાં આવે તોબી તેમાંથી સુગંધ નીકળે નહીં– અને વળી કાન આંખની જેટલો નજદીક છે, તથા એક ઘોડાની યાલમાં જેટલા બાલ છે તેટલાં નજદીક અને તેટલી સંખ્યામાં દૂર્વંદોનાં રવાન ત્યાં ઉભાં છે તોપણ તેઓ એક બીજાંને જોઇ શકતાં નથી તેમજ સાંભળી શકતાં નથી. દરેક માણસ વિચારેછે કે 'હું એકલવાયો છું.' અને તેમને અતિશય અંધારૂં અને બદબો અને તરેહવાર પ્રકારની દોજખની વેદના તથા સજાનો ભય હોય છે; જેથી જે કોઇ દોજખમાં જાયછે તે એકજ દીવસમાં બુમ પાડેછે કે–' તે નવ હજાર વરસ શું હજી પુરાં થયાં નથી કે જ્યારે તેઓ હમને દોજખમાંથી છોડવાના છે?'[૪૯]

---

# પ્રકરણ પંચાવનમું.

## આતશ બુજંવી નાખવાના, જુઠું બોલવા તથા જુઠા શપત લેવાના અને રાજ્ય સામે બલવો તથા હુલડ કરવાના અપરાધો કરનાર રવાનો વિષે.

પછી મેં વળી દુર્વંદોનાં રવાનો દીઠાં જેઓ મરણ પામીને હમેશ તે ભયંકાર તરેહવાર સજાવાલી અંધકાર જગ્યામાં વેદના તથા સંકટ પામે છે, જેમને સખત બરફ, ભારી થંડી, તેજ બળતા આતશની ગરમી, સેહેવાય નહીં એવી બદબો અને પથરા તથા રાખ, કરાં અને વરસાદનો મારો તથા બીજી ઘણીક ખરાબીઓ સેહવવી પડેછે. મેં પુછ્યું કે–' આ લોકોના તનથી શું ગુનાહ થયો હતો કે તેમને આવી સખત સજા ખમવી પડે છે?' અશો સરોશે તથા આદર ઇજદે કહયું કે–"આ રવાન તે પાપી લોકોનાં છે જેમનાથી દુનિઆંમાં ઘણા મર્ગજાની ગુનાહ થયા હતા–તેઓએ આતશ બેહેરામના આતશને બુજવી નાખ્યો હતો, તથા એક ધોધબંધ વેહેતી નદી ઉપરના પુલનો નાશ કીધો હતો–અને જુઠું બોલી નીંદા કરી હતી અને જુઠી જુબાની આપી હતી. તેમની ખાહેશ પાદશાહી બરબાદ કરવાની હતી અને તેમનાં એબીપણાં તથા લોભ અને હવસ તથા ગુસ્સો અને અદેખાઈને લીધે નિર્દોષ અશો માણસો કપાઈ ગયાં હતાં. વળી તેઓએ ઘણીક ઠગાઈ, કરી છે. હવે એ રવાનોને આવી સખત વેદના તથા સજા ખમવીજ જોઇએ."

---

૪૯. જુઓ પાંનું ૨૦ નોટ ૨૭ મી.

## પ્રકરણ છપનમું.

### ધર્મઠગોના રવાનો વિષે.

વળી મેં તે લોકોનાં રવાનો દીઠાં જેમને સાંપો દંખ દેતા હતા તથા હંમેશ કરડતા હતા—અને મેં પુછ્યું કે–'આ કોણના રવાનો છે?' અશો સરોશે તથા આદર ઇજદે કહયું કે" આ રવાનો તે પાપીઓનાં છે કે જેઓ દુનિઆંમાં પોતાના ખોદા તથા ધર્મને ઠગનારાઓ હતા."

## પ્રકરણ સતાવનમું.

### ગુજરેલાં પાછલ રડાકુત કરનારી પાપી ઓરતો.

મેં વળી ઓરતોનાં રવાનો દીઠાં—જેમનાં માથાં કાપી નાખેલાં અને શરીરથી છુટાં પાડેલાં હતાં અને જીભને હમેશ બુમ મારતી રાખી હતી. મે પુછ્યું કે–' આ રવાનોમાંનાં પેલાં કોણનાં છે?'—અશો સરોશે તથા આદર ઈજદે કહયું કે–" આ રવાનો તે ઓરતોનાં છે કે જેણીઓએ દુનિઆંમાં ગુજરેલાંઓને માટે ઘણો વીલાપ તથા રૂદનો કર્યો હતાં.અને માથાં તથા મોહોડાં કુટયાં હતાં."[૫૦]

## પ્રકરણ અઠાવનમું.

### શરીરના દર્દી ભાગોને તલાવો, કુંવારા અને ઝરાઓમાં ધોવાનાં પાપ વિષે.

પછી વળી મેં એક મરદનું રવાન દીઠું જેને હમેશ દોજખ તરફ લઇ જવાને ખેંચવામાં તથા મારવામાં આવતો હતો. મેં પુછ્યું કે–' આ મરદનાં તનથી શું ગુનાહ થયો હતો?'—અશો સરોશે તથા આદર ઇજદે કહયું કે–"આ રવાન તે પાપી મરદનું છે જેણે દુનિઆંમાં વારે ઘડીએ પોતાનું માથું તથા મોહોડું અને ખરાબ હાથો તથા તેના અવયવોના બીજા ખરાબ થયલા ભાગો મોહોટા તળાવો, કુંવારા, અને ઝરાઓની અંદર ધોયા હતા અને ખોર્દાદ અમેશાસ્પંદ ( જે પાણી ઉપરનો મવકલ થયલો ફરેસ્તો છે તે )ને આંજુર્દે કર્યો હતો."

૫૦. વદિદાદની ત્રીજી ફર્ગરદ મુજબ જે અશો મરદનાં બચ્ચાં છોકરાં તેને માટે વીલાપ કરતાં ચાલેછે તેમનાથી જમીન નાખુશ છે.

# પ્રકરણ ઓગનસાઠમું.

## બાળકને તજી દઈ દુધ નહીં પાનાર પાપી ઓરત વિષે.

મેં વળી એક ઓરતનું રવાન દીઠું જેણી હમેશ રડતી હતી તથા હમેશ પોતાનાં આંચળની ચામડી તથા માંસ ચીરીને ખાતી હતી. મેં પુછયું કે-'આ ઓરતના તનથી શું ગુનાહ થયો હતો કે તેણીને આવી સખત સજા ખમવી પડેછે?'-અશો સરોશે તથા આદર ઈજદે કહયું કે-"આ રવાન તે પાપી ઓરતનું છે કે જેણીએ તંગી અને ભુખમરાના સબબથી પોતાનાં બાળકને તજી દીધું હતું"

---

# પ્રકરણ સાઠમું.

## પરણેલી ઓરતોને બગાડવાનાં પાપ-અને ખર્ફસ્તરો મારવાનાં સારાં કામ વિષે.

મેં વળી એક મરદનું રવાન દીઠું જેનું શરીર હંમેશ પીતલની એક તપેલીમાં પકાવવામાં આવતું હતું પણ તેનો જમણો બાજુનો પગ તપેલીની બાહેર રાખ્યો હતો. મેં પુછયું કે-'આ માણસનાં તનથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશે તથા આદર ઈજદે કહયું કે-"આ રવાન તે પાપી માણસનું છે કે જે જીવતાંઓમાં બુરા હવસથી અને અઘટીત રીતે પરણેલી ઓરતોમાં ઘણો ગયો હતો અને તેનું આખું શરીર પાપી થયું હતું-મગર તેણે જમણા પગવતી દેડકા, કીડી, સાપ તથા વીછુ અને બીજા ખર્ફસ્તરો ઘણાં માર્યાં, મારી નાખ્યાં તથા નાશ કર્યાં હતાં."

---

# પ્રકરણ એકસઠમું.

## નાસ્તિકપણા વિષે.

મેં વળી તે પાપીઓનાં રવાન દીઠાં જેઓ ખાતા અને થુકી નાખતા અને પાછું ખાતા તથા થુંકી નાખતા હતા. મેં પુછયું કે 'આ રવાનોમાંનાં પેલાં કોણનાં છે?' અશો સરોશે તથા આદર ઈજદે કહયું કે-"એ રવાનો તે પાપીઓનાં છે કે જેઓને દુનિઆંમાં મીનોઈ પેદાયશ વિષે એતેકાદ નહીં હતો-અને જેઓએ દાદાર હોરમજદની દીનના સુગરાના કર્યા ન હતા-બેહેસ્તમાં જે સુખછે તે વિષે તથા દોજખમાં જે રીબવાની

વેદના છે તે વિષે તથા ગુજરેલાંઓના કયામત તથા ભવિષ્યનાં તન વિષે તેઓ ગુમાન ધરાવતા હતા."[૫૧]

---

## પ્રકરણ બાસઠમું.

### બેવફા થઈ પારકા મરદો સાથે જનાકારી કરનાર ઓરતના રવાન વિષે.

મેં વળી એક ઓરતનું રવાન દીઠું જેણી હમેશ પોતાની છાતી તથા થાનને લોખંડની કાંસકી વતી ઓખવતી હતી. મેં પુછ્યું કે–'આ ઓરતનાં તનથી શું ગુનાહ થયોછે કે તેણીનાં રવાનને આવી સખત સજા ખમવી પડેછે?'—અશો સરોશ તથા આદર ઈજદે કહ્યું કે—"આ રવાન તે પાપી ઓરતનું છે કે જેણીએ દુનિઆંમાં પોતાનો ભર્થાર અને સરદાર ધિઃકાર્યો હતો અને ખરાબ થઈ હતી તથા રહી હતી તેના તરફ બેવફા થઈ હતી ને બીજા મરદો સાથે તેણી અઘટીત રીતે ચાલી હતી."

---

## પ્રકરણ ત્રેસઠમું.

### ભર્થારને નાફર્માન થઈ ગાળો દેનાર ઓરતનાં રવાંન વિષે.

મેં વળી એક ઓરતનું રવાન દીઠું જેણી હમેશ એક ગરમ. ભઠીને પોતાની જુબાન વડી ચાટતી હતી અને હમેશ તે ભઠીથી પોતાના હાથ બાળતી હતી. મેં પુછ્યું કે આ ઓરતનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેણીના રવાનને આવી સખત સજા ખમવી પડેછે. અશો સરોશ તથા આદર ઈજદે કહ્યું કે—"આ રવાન તે પાપી ઓરતનું છે કે જેણીએ દુનિઆંમાં પોતાના ભર્થાર અને સરદારને સામા જવાબ આપ્યા હતા અને ગાળો દીધી હતી—તેણીએ વળી નાફર્માની કરી હતી અને તેની મરજી પ્રમાણે રાહત વાહત કરવા દીધી ન હતી અને તેણીએ પોતાના ભર્થારની મીલ્કત ચોરીને છુપી રીતે તે પોતાને માટે એકઠી કરી હતી."

---

૫૧. નાસ્તિકપણાં વિષે દાદેસ્તાને દિની નામની પેહલવી કેતાબનાં ૪૧ મા પ્રકરણ મધ્યે જણાવે છે કે જે ધણી પોતાના ભલા ધર્મને તજે અને પારકા ધર્મ ઉપર અખત્યાર કરે તે દેહાંત દંડની સજાને પાત્ર હોયછે. મરવા આગમચ જો તે ગુનેહગારે તોજેશ કરી ન હોય છે તો તેને સર્વેથી ખરાબ દોજખમાં જગા મળેછે; દેવો ત્યાં તેના ઉપર તરેહવાર પ્રકારની વેદના ગુજારે છે; તરેહવાર જાતનાં જાનવરો તેને કરડેછે તથા દંખેછે અને અતીશે ખરાબ બદબો તેને વેઠવી પડેછે. તોજેશ દાખલ તેણે પોતાની દોલતનો મોટો ભાગ ધર્મગુરૂઓ ફર્માવે તે ક્રિયાઓ કરાવવામાં તેણે આપવી તથા ત્રણ રાત સુધી તેઓ ફર્માવે ત દુ:ખમાં સજા દાખલ રેહેવું.

## પ્રકરણ ચોંસઠમું.

### હરામ ઈલ્લતનાં બાળકને મારી નાખનાર પાપી ઓરત વિષે.

મેં વળી એક ઓરતનું રવાન દીઠું જેણી રડતી તથા વિલાપ કરતી આવતી તથા જતી; તેણીનાં માથાંઉપર હમેશ કરાં જોશમાં પડતાં હતાં, અને પગ હેઠળ ગરમ પીગળેલું પીતલ હમેશ રેડવામાં આવતું હતું તથા તેણી હમેશ પોતાનાં માથાં તથા મોહોડાંને છરી વટે ઘસડતી હતી. મેં પુછયું કે–'જ્યારે તેણીના રવાનને હમેશ આવી સખત સજા ખમવી પડેછે ત્યારે તેણીનાં શરીરથી શું ગુનાહ થયો હતો?'–અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે–"આ રવાન તે પાપી ઓરતનું છે કે જેણી પોતાની ફરજ વિરૂધ્ધ બીજા મરદોથી હમેલદાર થઇ હતી અને પોતાનાં બાળકનો નાશ કર્યો હતો. દુઃખ અને સજાને લીધે તેણીને એમ લાગેછે કે તે બાળકની બુમ તેણીને સંભળાયછે; અને તેથી તેણી દોડેછે અને જાણે કોઈ ગરમ પીતલ ઉપર ચાલતું હોય તે મીસાલે તેણી ઝડપથી દોડે છે. તેણી હમેશ તે બાળકની બુમ સાંભળેછે એટલે પોતાનાં માથાંઅને મોહોડાંને છરીથી ઓખવે છે અને તે બાળકને માંગેછે; પણ રસ્તાખેજ થવા સુધી તેણી તેને જોઈ શકશે નહીં; આ સજા તેણીએ ખમવીજ જોઈએ."

---

## પ્રકરણ પાંસઠમું.

### માબાપને દુઃખી કરી સતાવનાર છોકરાંઓનાં પાપી રવાનો.

મેં વળી કેટલાંક રવાનો દીઠાં, જેમની છાતીઓ કાદવ તથા દૂર્ગંધમાં ડુબેલી હતી; એક તિક્ષણ દાંતરડું હમેશ તેમના પગ અને બીજા અવયવો વચે ફરતું અને તેઓ હમેશ એક બાપ તથા માતા માટે બુમ મારતાં હતાં. મેં પુછયું કે આ રવાનો કોણછે અને તેમનાથી શું ગુનાહ થયો હતો કે તેમને આવી સખત સજા ખમવી પડેછે?'–અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે–"આ રવાનો તે પાપીઓનાં છે જેઓએ દુનિઆંમાં પોતાન માત પિતાને.આજારદે કર્યાં હતાં અને દુનિઆંમાં પોતાનાં માતપિતા પાસે કસી મુક્તિ કે માફી ચાહી ન હતી."

---

## પ્રકરણ છસઠમું.

### નિંદા કરનાર અને કજીઆ કરનારાંઓના પાપી રવાનો વિષે.

મેં વળી એક મરદ તથા એક ઓરતનાં રવાનો દીઠાં, જેમની જીભો કાઢી નાખેલી હતી અને તેમનાં દાચાં સાપો કરડતા હતા. મેં પુછયું કે–

'આ લોકોના તનથી શું ગુનાહ થયો હતો અને એ રવાનો કોણનાં છે?' અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે "એ રવાનો તે લોકોનાં છે જેઓએ દુનિઆંમાં હમેશ નિંદા કરી હતી અને લોકોને એક બીજાં સાથે અડાવી માર્યાં હતાં."[પર]

---

## પ્રકરણ સડસઠમું.

### શેહેરનો ગેરકારોબાર ચલાવનાર હાકમનાં પાપી રવાન વિષે.

મેં વળી એક મરદનું રવાન દીઠું જેને એક પગથી અંધારાં દોજખમાં લટકાવેલો હતો અને તેના હાથમાં લોખંડનું એક દાતરડું હતું જે વતી હમેશાં પોતાની છાતી તથા હાથ ઓખવતો હતો; અને એક લોખંડનો ખીલો તેની આંખમાં ભોકાયલો હતો. અને મેં પુછ્યું કે–'એ માણુસના તનથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે–"આ રવાન તે પાપી માણુસનું છે જેને એક શેહરનો કારોબાર સોંપવામાં આવ્યો હતો–અને જે કાંઈ કરવાનું ઘટતું તથા હુકમ આપવા લાયક હતું તે તેણે કર્યું ન હતું તથા ફરમાવ્યું ન હતું—અને વજન તથા ભરતના અને લંબાઈનાં માપ ઓછાં રાખ્યાં હતાં અને ગરીબો તથા મુસાફરોની કસી ફર્યાદ સાંભળી ન હતી."

---

## પ્રકરણ અડસઠમું.

### એક અશો ભરથાર અને પાપી ઓરત વચે ગોફતેગો—ઓરતે પોતાના ભરથારને નેકી નહીં શીખવવા માટે આપેલો ઠપકો–ભરથારની શરમીંદગી.

મેં વળી એક મરદ તથા એક ઓરતનાં રવાન દીઠાં જેમનામાંના મરદને સ્વર્ગ તરફ અને ઓરતને દોજખ તરફ ખેંચવામાં આવતી હતી–તે

---

પર. નિંદા કરવી એ "વિનાસે હમેમાલાન" અથવા "ગુનાહે હમેમાલાન" નામના ગુનાહોમાંનો એક છે. આ હમેમાલ ગુનાહ તે છે કે જેથી આ દુન્યાંનું કોઈબી માણસ અથવા પ્રાણી દુઃખી થાય. આ ગુનાહની તોજેશ તરીકે જે ધણીને તે ગુનાહ કરનારે દુઃખ આપ્યું હોય તેને તેણે પેહેલે સંતોશ પમાડવો જોઈએ છે, અને પછી દસ્તુર આગલ જઈને દસ્તુર ફર્માવે તે સજા તેણે તોજેશ દાખલ ખમવી જોઈએ. જે ધણી આ હમેમાલ ગુનાહ માટે તોજેશ કરવાવિના મરણ પામેછે તેનું રવાંન જે ધણીને તેણે દુઃખ દીધું હોય તેનું રવાંન આવી પોંહોચે અને તે રવાંનને સંતોશ મળે ત્યાંસુધી ચિન્વત પુલથી આગલ વધી શકતું નથી અને ત્યાં તેને રોકતું રાખવામાં આવેછે અને પછી તેનાં કર્તુકનો ઈનસાફ કરી સરેસતા મુજબ બેહેસ્ત, દોજખ કે હમેસ્તગાંનમાં તેને મોકલવામાં આવેછે.

ઓરતનો હાથ તે મરદની કુસ્તીના બંધમાં પકડાયલો હતો અને તેણી બોલતી કે–'જ્યારે જીવતાંઓમાં આપણને સાથે રેહેવામાં લાભ હતો ત્યારે હમણાં તેઓ તને બેહેસ્તમાં અને મને દોજખમાં કેમ ખેંચેછે?' તે મરદે કહ્યું—'કારણકે મને જે કાંઇબી ભલા, લાયક અને ગરીબોથી મળતું તે હું તેમને પાછું આપતો–અને હું સારા વિચાર, અને સારા સુખનો તથા સારાં કામોથી ચાલ્યો હતો; મેં વળી ખોદા ઉપર લક્ષ આપ્યું હતું અને દેવો ઉપર ધ્યાન આપ્યું ન હતું અને ભલી મજદયસની દીન ઉપર ઉસ્તવાર રહ્યો હતો. પણ તું ભલા અને ગરીબ તથા લાયક તથા મુસાફર લોકોને ધીઃકારતી હતી–તેં વળી ખુદા ઉપર ધ્યાન આપ્યું ન હતું અને મુર્તિ–પુંજા કરી હતી, બદ વિચારો, બદ સુખનો, અને બદ કામો કર્યાં હતાં અને તું હેરેમન અને દેવોના ધર્મ ઉપર ઉસ્તવાર રહી હતી.'—ત્યારે તે ઓરતે તે મરદને કહ્યું કે 'જીવતાંઓમાં તું પોતે મારા ઉપર સંપુર્ણ સરદાર અને પાદશાહ હતો અને મારૂં તન અને જીંદગી તથા રવાન તારાંજ હતાં–અને મને જે ખોરાક તથા આવક અને કપડાં મળતાં હતાં તે તારેથીજ હતાં–ત્યારે તેં શા માટે તેને સારૂ મને મારી તથા સજા કરી નહીં? તારી ભલાઈ તથા તારાં ઉત્તમપણાંનું કારણ પણ તેં મને શીખવ્યું નહીં હતુંઃ જો તું મને તે વિષે શીખવી મારામાં ભલાઈ તથા ઉત્તમપણું ઉતપંન કરતે તો હાલ આ સંકટ ખમવાની મને જરૂર પડતે નહીં'––પછે તે મરદ બેહેસ્તમાં ગયો અને ઓરત દોજખમાં ગઇ. તે ઓરત પસ્તાવો કરતી હતી માટે દોજખમાં અંધારાં તથા બદબો સિવાયે બીજું કસ્સું સંકટ તેણીને ન હતું. અને તે મરદ બેહેસ્તમાં અશો લોકોની વચમાં–તે ઓરતને સારે માર્ગે નહીં લાવવા તથા નહીં શીખાડવા માટે શરમીંદગી સાથે બેઠો–કારણકે તે ઓરત તેના શીખવ્યાથી નેક થઈ શકતે એમ હતું પણ તે ફરજ તેણે બજાવી નહીં હતી.

---

# પ્રકરણ ઓગણોતેરમું.

## જનાકારી કરનારી પાપી ઓરતોનાં રવાનો.

મેં વળી ઓરતોનાં રવાનો દીઠાં જેમની બંને આંખોમાં લાકડાંનો એક ખુંટો ખોસેલો હતો અને એક પગ સાથે માંથું નીચે બાંધેલું હતું–તથા ઘણાક દેડકા, વિંછુ, સાપો, કીડીઓ, માંખીઓ, કીડાઓ અને બીજાં ખર્ફસ્તરો તેમનાં દાચાં, નાક, કાન તથા આગળ પાછળનાં છુપા ભાગોમાં જતાં તથા બાહેર નીકળતાં હતાં. મેં પુછ્યું કે–'આ રવાનો કોણનાં છે?' અને તેમ-

નાથી શું પાપ થયું હતું કે તેમનાં રવાનોને આવી સખત સજા ખમવી પડેછે?'

અશો સરોશે તથા આદર ઇજદે કહ્યું કે–" એ રવાનો તે પાપી ઓરતોનાં છે કે જેમને દુનિઆંમાં ભરથાર હતો પણ બીજા માણસ સાથે તેઓ સુતી હતી તથા હમબીસ્તર થઇ હતી–અને ભરથારનું બીછાંણું ખરાબ કર્યું હતું તથા તેનાં તનને ઇજા કરી હતી."

## પ્રકરણ સિત્તેરમું.

### ભરથારને તજી દેનારી પાપી ઓરતો વિષે.

મેં વળી ઓરતોનાં રવાન દીઠાં જેમને ઉંધે મસ્તક નાંખેલી હતી અને કુઝકનાં જેવાં પ્રાણીના લોખંડી કાંટા તેમનાં શરીરમાં ભોકયા કરવામાં આવતા હતા–અને દેવો તથા દેવીઓનું તોખમ જે બદઓ તથા રીમની છે તે. તે પ્રાણીનું એક આંગલું હંમેશ તેમનાં મોહોડાં તથા નાકમાં મેલતું હતું.

મેં પુછયું–કે 'આ રવાનો કોણ છે કે તેમને આવી સખત સજા ખમવી પડે છે?'

અશો સરોશે તથા આદર ઇજદે કહ્યું કે–" એ રવાનો તે પાપી ઓરતોનાં છે જેણીઓએ દુનિઆંમાં પોતાના ભરથારો સાથનો કોલ તોડયો હતો અને તેઓ ભરથાર આગળથી ચાલી ગઇ હતી અને કદી સંતોષ પામી ન હતી તથા તેને હમબીસ્તર થવા દીધો ન હતો."

## પ્રકરણ એકોતેરમું.

### ગુલામબારગી કરનાર તથા ઓરતોને બગાડનાર પાપીઓ વિષે.

મેં વળી એક મરદનું રવાન દીઠું જેને સાપોની ફેન હમેશ દંખ દેતી તથા કરડતી અને બંને આંખોમાંથી સાપો તથા કીડાઓ બાહેર પડતા હતા તથા લોખંડનો એક ખીલો તેની જીભને ઓખચ્યા કરતો હતો.

મેં પુછયું કે–'તેનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેનાં રવાનને આવી સખત સજા ખમવી પડેછે?'

અશો સરોશે તથા આદર ઇજદે કહ્યું કે–" આ રવાન તે પાપી માણસનું છે કે જેનાથી ગુલામબારગી ઘણી થઇ હતી–અને અઘટીત હવસથી બીજાઓની ઓરતોને વ્યભીચારી કરી હતી. તેનાં ચાપલુસી ભરેલાં બોલ-

વાથી બીજાઓની ઓરતો ઠગાઇ હતી તથા બગડી હતી અને તેમના ભરથારોથી છુટી પડી હતી."[૫૩]

---

## પ્રકરણ બોંતેરમું.

### દસ્તાન વખતે પરહેજી નહીં રાખનારી પાપી ઓરતો વિષે.

મેં વળી ઓરતોનાં રવાન દીઠાં જેઓ પોતાનું દસ્તાન ખાતાં હતાં. મેં પુછ્યું કે– 'તેમનાં તનથી શું પાપ થયું હતું કે તેમનાં રવાનોને આવી સખત સજા ખમવી પડે છે ?'

અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે– "એ રવાનો તે ઓરતોના છે કે જેણીઓએ પોતાનાં દસ્તાંન ઉપર લક્ષ આપ્યું ન હતું–અને પાણી તથા આતશ અને સપંદારમદની જમીન તથા ખોર્દાદ તથા અમર્દાદને દુખી કીધા હતા અને આકાશ તથા સૂર્ય તથા ચંદ્ર તરફ જોયું હતું–અને ગાય, ઢોર, તથા મેંઢાંને પોતાનાં દસ્તાનથી ઈજા કરી હતી અને અશો મરદને રીમન કર્યો હતો."

---

## પ્રકરણ તોંતેરમું.

### ચેહેરા ખુબસુરત કરી બીજા લોકોના બાલ પેહડી મરદોને લલચાવનાર પાપી ઓરતો વિષે.

મેં વળી ઓરતોના રવાનો દીઠાં જેઓ હમેશ પોતાનાં દસે આંગલાં–ઓમાંથી લોહી તથા પલીદી કાઢીને ચુસતાં તથા ખાતાં હતાં તથા તેમની બંને આંખોમાં હમેશ કીડા થતા હતા.

મેં પુછ્યું કે 'એ રવાનો કોણ છે, અને તેમનાથી શું ગુનાહ થયો હતો કે તેમને આવી સખત સજા ખમવી પડે છે ?'

અશો શરોશે તથા આદર ઈજદે કહ્યું કે–"એ રવાનો તે પાપી ઓરતોનાં છે જેઓ પોતાનાં મોહોડાં ખુબસુરત કરતી હતી અને બીજાઓના બાલ શોભા તરીકે રાખ્યા હતા અને યજદાંનના માણસોની આંખને લલચાવી નાખતી હતી."

---

૫૩. હિન્દુ કાયદામાં જનાકારી કરનાર, દસ્તાન વખતે હમબીસ્તર થનાર મરદ ઓરત અને ગુલામબાર્ગી કરનાર શખસોને માટે દેહાંત દંડની સજા ફર્માવીછે.

## પ્રકરણ ચુમોતેરમું.

### ગોસ્પંદોની અઘટીત કતલ ચલાવનારા પાપીઓનાં રવાન વિષે.

મેં વળી એક પગે ઉંધે મસ્તકે બંધાઇ રહેલાઓનાં રવાન દીઠાં, જેમનાં શરીરમાં એક છરી ભોકેલી હતી. મેં એમ પુછ્યું જે 'એ રવાનો કોણ છે?' અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે "એ રવાનો તે પાપીઓનાં છે કે જેઓથી દુનિઆંમાં ગોસ્પંદો, ગાયઢોરો, અને મેંઢાંઓની ગેરકાયદે કતલ થઇ હતી તથા નાશ થયો હતો."

## પ્રકરણ પંચોતેરમું.

### ગોસ્પંદોનાં મોઢાં બંધ કરી તેમને ભુખાં તથા પ્યાસાં રાખીને તેમના કણે કામ લેનાર પાપીઓ વિષે.

મેં વળી રવાનો દીઠાં કે જેમને ગાય ઢોરના પગ હેઠળ નાખવામ આવ્યાં હતાં-શીંગડાંઓથી મારવામાં આવતાં હતાં અને તેમનાં પેટ ચીરવામાં આવ્યાં હતાં-તથા હાડકાંઓ ભાંગવામાં આવ્યાં હતાં અને તેઓ દચકાં ખાતાં હતાં. મેં પુછ્યું કે-'એ લોકો કોણ છે?'

અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે-"એ રવાંનો તે પાપીઓનાં છે કે જેમનાથી દુનિઆંમાં જાનવરો તથા હલખેડનારાં ઢોરોનાં મોઢાં બંધ કરવામાં આવ્યાં હતાં અને ગરમી વખતે તેમને પાણી આપવામાં આવ્યું ન હતું તથા તેમને ભુખાં અને પ્યાસાં કામે વળગેલાં રાખવામાં આવ્યાં હતાં."[૫૪]

## પ્રકરણ છોંતેરમું.

### દસ્તાન વખતે ખોરાક રાંધી તે અશો મરદને ખવાડનારી અને જાદુગર ઓરત વિષે.

મેં વળી ઓરતોનાં રવાનો દીઠાં જેઓ હમેશાં પોતાની ધાઈઓમાંથી પોતાના હાથ તથા દાંત વડે લોહી કાઢતી હતી અને કુત્રાઓ હમેશ તેમનાં

૫૪. ઈજસ્નેના ૧૧ મા હામાં જણાવેછે કે, બલદ પોતાને જોડનારને કદુવા કરેછે કે, તે વાંહાંજીયો થાય અને તેની પાછલ ભુંડું બોલાય કારણ કે તે મને ખોરાક આપતો નથી અને મારી કણે પોતાને માટે તથા પોતાનાં બાયડી છોકરાં માટે ખેતી કરાવેછે. ઘોડો પોતાના સ્વારને કદુવા કરેછે, કારણ તેને જોશ રહે એવું તેનો ધણી તેને ઈછતો નથી.

પેટ ચીરી નાખતા તથા ખાતા હતા અને બંને પગો ગરમ પીત્તલ ઉપર રાખેલા હતા.

મેં પુછ્યું 'આ રવાનો કોણનાં છે અને તેમનાથી શું પાપ થયું હતું ?

અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે–" એ રવાનો તે પાપી ઓરતોનાં છે જેણીઓએ દુનિઆંમાં દસ્તાન વખતે ખોરાક રાંધ્યો હતો અને તે અશો મરદ આગળ લઈ જવામાં આવ્યો હતો તથા તે તેને ખાવાને ફરમાવામાં આવ્યું હતું. વળી તેઓ હમેશ જાદુનો ઉપયોગ કરતી હતી અને તેઓએ સપંદારમદની જમીન તથા અશો મરદને દુઃખી કીધાં હતાં."

## પ્રકરણ સીત્તોતેરમું.

### ભારબરદારી જાનવરોને દુઃખ દેનારા પાપીઓ વિષે.

પછી મેં રવાનો દીઠાં જેમની પીઠ હાથ અને પગો ઉપર જખમ થયલા હતા અને તેઓને પીગળેલાં પીતલમાં ઉંધે મસ્તક લટકાવેલાં હતાં તથા ભારી પથરાઓનો તેઓની પીઠ ઉપર વરસાદ વરસતો હતો.

મેં પુછ્યું 'તેઓ કોણછે અને તેમનાથી શું ગુનાહ થયો હતો?' અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે—" એ રવાનો તે પાપીઓનાં છે કે જેમના કણે દુનિઆંમાં જાનવરો હતાં અને તેમની પાસ સખત મેહેનત કરાવી હતી, તથા તેમના ઉપર કાયદા વિરૂદ્ધ ભારી બોજો લાધ્યો હતો; અને પુરતો ખોરાક આપ્યો ન હતો જેથી તેઓ નાતવાનીથી દુઃખી થતાં હતાં અને જ્યારે તેમને સોજા આવતા ત્યારે તેમને તેઓ કામ કરવાથી પાછાં રાખતાં ન હતાં. અને તેમનો કસ્સો ઈલાજ કરતાં ન હતાં. હવે તેઓએ આવી સખત સજા ખમવી જોઇએ."

## પ્રકરણ ઈઠોતેરમું.

### જનાકારીનાં બાળકનો નાશ કરનારી પાપી ઓરત વિષે.

પછી મેં એક ઓરતનું રવાન દીઠું જેણી પોતાનાં આંચળોથી એક લોખંડના ડુંગરને ખોદતી હતી, અને એક બાળક ટેકડીની પેલી બાજુથી રડતું હતું અને તેની ચીચ્યારી હમેશ ચાલુ રેહેતી હતી પણ તે બાળક તેની મા કણે આવતું નથી તેમજ તે માતા તે બાળક તરફ જતી નથી.

મેં પુછ્યું કે 'આ ઓરતનાં શરીરથી શું ગુનાહ કરવામાં આવ્યો હતો કે તેણીનું રવાન આવી સખત સજા ખમે છે ?'

અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે "આ રવાન તે પાપી ઓરતનું છે કે જેણી દુનિઆંમાં પોતાના ભરથારથી નહીં પણ બીજા શખ્સથી હમેલદાર થઇ હતી અને તેણી આ પ્રમાણે બોલી હતી કે હું હમેલદાર થઇ નથી.' તેણીએ વળી તે બાળકનો નાશ કર્યો હતો."

## પ્રકરણ ઓગણાહેંસીમું.

### લાંચ લઇ ખોટા ઇનસાફ કરનાર પાપી વિષે.

મેં વળી એક મરદનું રવાન દીઠું જેની બંને આંખોના ડોળા કાઢી લેવામાં આવ્યા હતા તથા તેની જબાન કાપી નાખવામાં આવી હતી અને તે દોજખમાં એક પગે ઉંધે મસ્તક લટકાયલો હતો. તેનું શરીર એક પીત્તલના કાંટાના બે સલીઆઓ વડી ઓખવવામાં આવતું હતું, અને એક લોખંડનો ખીલો તેના માથાંમાં ઠોકવામાં આવ્યો હતો.

મેં પુછ્યું કે 'એ મરદ કોણ છે ? અને તેનાથી શું પાપ થયું હતું?'

અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે "એ રવાન તે પાપી મરદનું છે કે જેણે દુનિઆંમાં જુઠો ઇનસાફ કર્યો હતો–અને તેણે લાંચ લીધી હતી તથા જુઠા ચુકાદાઓ આપ્યા હતા."

## પ્રકરણ હેંસીમું.

### ખોટાં જોખ તથા માપ રાખનારા પાપીઓ વિષે.

પછી મેં કેટલાંકોનાં રવાનો દીઠાં, જેઓ ઉંધે મસ્તક દોજખમાં લટકાયલાં હતાં, અને માણસોનું લોહી, ગલીચી, તથા ભેંજાં જબરીથી તેમનાં મોહોડાંમાં મેલવામાં આવતાં હતાં તથા તેમનાં નાકોમાં નરક લઇ જવામાં આવતું હતું અને તેઓ હમેશ બુમ પાડતા કે 'હમે તો વાજબી માપ રાખ્યે છીએ.'

મેં પુછ્યું કે 'એ રવાનો કોણ છે ? અને તેમનાથી શું પાપ થયું હતું?'

અશો સરોશે તથા આદર ઇજદે કહ્યું કે "એ રવાનો તે પાપીઓનાં છે જેઓએ દુનિઆંમાં જોખ તથા "કફીઝ" તથા બીજાં નાહાનાં જોખો ઓછાં રાખ્યાં હતાં તથા માણસોને ચીજો ઓછી વેચી હતી."

## પ્રકરણ એકયાસીમું.

### વેશ્યા અને જાદુગર ઓરતોનાં પાપી રવાનો વિષે.

પછી મેં એક ઓરતનું રવાન દીઠું જેની જબાન કપાઈ ગયલી હતી તથા આંખના ડોળા કાઢી લેવામાં આવ્યા હતા અને સાપો, વિછુંઓ,

કીડાઓ, અને બીજાં ખર્ફસ્તરો હમેશ તેણીનાં માથાંનું ભેજું ખાતાં હતાં અને વખતે વખત તેણી પોતાનાં શરીરને દાંત વડે પકડતી અને માંસ કરડતી હતી.

મેં પુછ્યું કે 'આ ઓરતના તનથી શું પાપ થયું હતું?'

અશો સરોશ તથા આદર ઈજદે કહયું કે–'આ રવાન તે પાપી ઓરતનું છે કે જેણી પોતાની જીંદગીમાં એક વેશ્યા હતી—તેણીએ વળી ઘણું જાદુ કર્યું હતું, તથા તેણીથી ઘણું નુકસાન થયું હતું."

---

## પ્રકરણ બેહાસીમું.

### ભર્થારને ગાળો ભાંડનારી પાપી ઓરત વિષે.

પછી મેં એક ચોકસ ઓરતનું રવાન દીઠું જેની જબાન તોડી કાઢવામાં આવી હતી.

મેં પુછ્યું કે—'આ ઓરતથી શું પાપ થયું હતું.?'

અશો સરોશે તથા આદર ઈજદે કહયું કે—" આ રવાન તે પાપી ઓરતનું છે જેણીની જબાન દુનિઆંમાં તિક્ષણ હતી અને તેણીનો ભર્થાર તથા સરદાર તેણીની જબાનથી ઘણો દુઃખી થયો હતો."

---

## પ્રકરણ તેહાસીમું.

### ભર્થારને ભુખ પડાવી ખોરાક ચોરી ખાનાર પાપી ઓરત વિષે.

મેં વળી એક ઓરતનું રવાન દીઠું, જેણી હમેશ પોતાનો નસો ખાતી હતી.

મેં પુછ્યું કે 'આ ઓરતથી શું ગુનાહ કરવામાં આવ્યો હતો'?

અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે "આ રવાન તે પાપી ઓરતનું છે જેણીએ દુનિઆંમાં ઘણો ખોરાક પોતાના ભર્થારથી છુપાવીને ખાધો હતો તથા બીજાઓને ખાવા આપ્યો હતો; અને પોતાના ભર્થારને ભુખ પડાવી હતી.".

---

## પ્રકરણ ચોર્યાસીમું.

### ઝેર દેનારી ઓરતનાં પાપી રવાન વિષે.

વળી મેં એક ઓરતનું રવાન દીઠું જેનાં આંચળ કાપવામાં આવ્યાં હતાં તથા પેટ ચીરી નાખવામાં આવ્યું હતું અને તેણીનાં આંતરડાં કુતરાંઓને ખાવા આપવામાં આવ્યાં હતાં.

મેં પુછ્યું કે 'આ ઓરતથી શું પાપ કરવામાં આવ્યું હતું'?

અશો સરોશે તથા આદર ઇજદે કહ્યું કે "આ રવાન તે પાપી ઓરતનું છે કે જેણીથી અફીણનું ઝેર તથા તેલ બનાવવામાં તથા તૈયાર કરવામાં આવ્યું હતું અને લોકોને તે ખાવા માટે તેણીથી આપવામાં આવ્યું હતું."

## પ્રકરણ પંચાસીમું.

### ભલા ખાવંદને છોડી બુરા મરદ સાથ જનાકારી કરનાર પાપી ઓરત વિષે.

પછી મેં એક ઓરતનું રવાન દીઠું જેણીના તન ઉપર લોખંડનું પડ કરવામાં આવતું હતું, તથા મોહોડું ફેરવીને ગરમ ભઠ્ઠીમાં મેલવામાં આવતું હતું.

મેં પુછ્યું કે–'આ ઓરતથી શું પાપ કરવામાં આવ્યું હતું?'

અશો સરોશે તથા આદર ઇજદે કહ્યું કે "આ રવાન તે પાપી ઓરતનું છે જેણી જીવતાંઓમાં એક સારી નેમવાલા બાહોશ મરદની બાયડી હતી, અને તેણી એ પોતાના ભર્થાર સાથનો કોલ તોડીને એક પાપી તથા બુરી નેમના મરદ સાથે બદફેલી કીધી હતી."

## પ્રકરણ છેઆસીમું.

### સગપણનાં લગ્ન તોડનારી ઓરતના પાપી રવાન વિષે.

વળી મેં એક ઓરતનું રવાન દીઠું જેણીનાં તનમાંથી એક ભયંકર સાંપ દાખલ થઇ મોહોડાં વાટે બાહેર નીકળતો હતો.

મેં પુછ્યું કે 'આ ઓરતનાં તનથી શું પાપ થયું હતું કે તેણીનાં રવાનને આવી સખત સજા ખમવી પડે છે?'

અશો સરોશે તથા આદર ઇજદે કહ્યું કે 'આ રવાન તે પાપી ઓરતનું છે કે જેણીએ ખએત્વદથનું જોડું તોડયું હતું."

## પ્રકરણ સિત્યાસીમું.

### પૈસાના લોભથી પોતાનાં બાળકને દુધ નહી પાનાર ઓરતનાં પાપી રવાન વિષે.

પછી મેં એક ઓરતનું રવાન દીઠું જેણી હમેશ પોતાનું તન તથા

મોઢું લોખંડના નીખ્યા વટી ઓખવતી હતી તથા લોખંડનો એક ડુંગર પોતાની થાન વટી ખોદતી હતી.

મેં પુછ્યું કે 'આ ઓરતથી શું પાપ કરવામાં આવ્યું હતું ?'

અશો સરોશે તથા આદર ઇજદે કહ્યું કે "આ રવાન તે પાપી ઓરતનું છે જેણીએ દુનિઆમાં એક ગુનાહ ર્ક્યો હતો અને દોલત માટેની ઇચ્છાથી પોતાનાં બાળકને દુધ પાયું ન હતું અને હવે તેણી હંમેશ બુમ પાડેછે કે 'મને અહીં ડુંગર ખોદવા દોકે તે બાળકને હું દુધ આપું;' પરંતુ કયામત આવવા સુધી તેણી તે બાળકને પોહોંચી શકનાર નથી."

---

## પ્રકરણ ઇથ્યાસીમું.

### પારકી ઓરતોને બગાડનાર પાપીનાં રવાન વિશે.

વળી મેં એક મરદનું રવાન દીઠું જે ઉંધે મસ્તક ફાંસીને લાકડે લટકાયલો હતો. અને હમેશ હમબીસ્તર થતો હતો—અને તેનાં મોઢાં તથા દાંત તથા નાકમાં તોખમ નાખવામાં આવતાં હતાં.

મેં પુછ્યું કે 'આ મરદનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેનાં રવાનને આવી સખત સજા ખમવી પડેછે ?'

અશોં સરોશે તથા આદર ઇજદે કહ્યું કે "આ રવાન તે પાપી મરદનું છે જેણે દુનિઆંમાં અઘટીત વ્યભીચાર કર્યો હતો અને બીજાઓની બાયડીઓને ઠગીને બગાડી હતી."

---

## પ્રકરણ નેવ્યાસીમું.

### બખીલ તથા એકલપેટા લોકોના પાપી રવાનો વિષે.

પછી વળીમેં તેઓનાં રવાનો દીઠાં જેઓ નબળાઈને લીધે દોજખમાં એક બાજુથી બીજી બાજુ પછાડા મારતાં હતાં; અને તેઓ હંમેશ ભુખ તથા પ્યાશ, થંડી અને ગરમીને લીધે બુમો પાડતાં હતાં; અને ખર્ફસ્તરો તેમના પગના પાછલા ભાગો તથા બીજા અવયવો કરડતાં હતાં.

મેં પુછ્યું કે "આ રવાનોમાંનાં પેલાંઓથી શું ગુનાહ થયો હતો કે તેમને આવી સખત સજા ખમવી પડેછે ?"

અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે "આ રવાનો તે પાપીઓનાં છે કે જેમનો ખોરાક તથા કપડાં દુનિઆમાં તેમનાજ ઉપયોગમાં લેવામાં આવ્યાં હતાં અને ભલા તથા લાયક લોકોને તેઓથી કાંઈ મળ્યું ન હતું;

અને તેઓએ કશી પ્રકારની ઉદારતા બતાવી ન હોતી અને તેઓએ પોતાને તથા જે લોકો આવીને તેમની સંભાળ હેઠળ રહયાં હતાં તેમને ભુખ્યાં અને પ્યાસાં તથા વસ્ત્ર વિનાનાં રાખ્યાં હતાં–જેથી તેઓને થંડી તથા ગર્મી, ભુખ અને તરસની વેદના ખમવી પડી હતી. હવે તેઓ મરણ પામ્યાં છે અને તેમની દોલત બીજાઓને માટે રહીછે અને હવે એ રવાનોને તેમનાં પોતાનાં કર્તુકોને લીધે આવી સખત સજા ખમવી પડેછે."

## પ્રકરણ નેવુંમું.

### જુઠા લોકો અને ધર્મને બુરૂં બોલનારા પાપીઓ વિષે.

વળી મેં તેમનાં રવાનો દીઠાં જેમને સાપો દંખ દેછે અને હંમેશ તેમની જીભ ખાયછે. મેં પુછયું 'કે એ લોકો જેમનાં રવાનોને આવી સખત સજા ખમવી પડેછે તેમનાથી શું પાપ થયું હતું?'

અશો સરોશે તથા આદર ઈજદે કહયું કે "એ રવાનો તે જુઠા અને નાફરમાનીઓનાં છે, જેઓ દુનિઆમાં ઘણું જુઠું અને ખોટું તથા ધર્મને બુરૂં બોલ્યા હતા?"

## પ્રકરણ એકાણુંમું.

### લાંચ રૂશ્વત લેનારા ન્યાયાધીશનાં પાપી રવાન વિષે.

પછી મેં વળી એક મરદનું રવાન દીઠું જે પોતાનાં બાળકને કાપીને હમેશ તેનું ભેજું ખાતો હતો.

મેં પુછયું કે–'આ મરદનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેનાં રવાનને આવી સખત સજા ખમવી પડેછે?'

અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે–"આ રવાન તે સજા કરનાર ન્યાયાધીશનું છે કે જેણે ઇન્સાફ મેલવવા માટે આવેલા અરજદારો વચ્ચે ગેર વાજબી ચુકાદા કર્યા હતા અને વાદી પ્રતીવાદીઓ તરફ વાજબી તથા ઈન્સાફની રાહે જોયું ન હતું પણ દોલત તથા લોભની ખાહેશથી દાવાદારો તરફ ગુસ્સા અને સખતાઈથી બુમ પાડતો હતો.

## પ્રકરણ બાણુંમું.

### કપટી લોકોના પાપી રવાનો વિષે.

પછી મેં વળી તેઓનાં રવાનો દીઠાં જેમની આંખોમાં લાકડાંનો એક પૈગો ખોસવામાં આવ્યો હતો.

મેં પુછ્યું કે 'એમના તનથી શું ગુનાહ થયો હતો કે તેમનાં રવાનોને આવી સખત સજા ખમવી પડેછે ?'

અશો સરોશ તથા આદર ઈજદે કહ્યું કે "એ રવાનો તે કપટીઓનાં છે જેઓએ માણસોથી ફાયદા પછાત નાખ્યા હતા (યાને માણસોને ફાયદો થવા દીધો ન હતો.)

---

## પ્રકરણ ત્રાણુંમું.

### મુસાફરોને આશ્રો નહીં આપનારાઓનાં પાપી રવાનો વિષે.

મેં વળી તેઓનાં રવાનો દીઠાં જેઓ દોજખમાં ઉંધે મસ્તક પડેલાં હતાં, અને નીચેથી તેમના ઉપર ધુમાડો તથા ગર્મી અને ઉપરથી થંડો પવન આવતો હતો.

મેં પુછ્યું કે 'તેમનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેમનાં રવાનોને આવી સખત સજા ખમવી પડેછે ?'

અશો સરોશ તથા આદર ઈજદે કહ્યું કે "એ રવાનો તેમનાં છે કે જેઓએ દુનિઆંમાં મુસાફરોને કાંઈ જગ્યા કે કારવાનસરા કે રેહેઠાન કે જગીન કે ભઠ્ઠી આપી ન હતી અથવા આપી હતી તો તે માટે ભાડું લીધું હતું."

---

## પ્રકરણ ચોરાણુંમું.

### દુનિઆઈ લાલચ ખાતર પોતાનાં બાળકોને દુધ નહી પાનાર પાપી ઓરત વિષે.

વળી મેં તેઓનાં રવાનો દીઠાં કે જેમનાં પોતાનાં આંચળો તેમનાં પોતાના હાથે ગરમ કઢાઈમાં મેલાયલાં હતાં અને હમેશ એક તરફથી બીજી તરફ ફેરવવામાં આવતાં હતાં.

મેં પુછ્યું કે 'એ ઓરતોથી શું પાપ થયું હતું કે તેમનાં રવાનોને આવી સખત સજા ખમવી પડેછે ?'

અશો સરોશ તથા આદર ઈજદે કહ્યું કે—"એ રવાનો તે ઓરતોનાં છે જેઓએ પોતાનાં બાળકોને દુધ પાયું નહતું પણ તેમને દુર્બળ કરી મારી નાખ્યાં હતાં અને દુનિઆઈ નફાને ખાતર બીજાઓનાં બાળકોને દુધ આપ્યું હતું.

---

## પ્રકરણ પંચાણુંમું.

### બાળકને તજી દેનાર અને બેગાના મરદ સાથે નીકલી જનાર ઓરત વિષે.

પછી મેં એક ઓરતનું રવાન દીઠું જેણી હમેશ પોતાનાં આંચળોથી ડુંગર ખોદતી હતી, અને હમેશ ભુખી તથા પ્યાશી રહેતી હતી.

મેં પુછયું કે 'આ ઓરતથી શું ગુનાહ થયો હતો ?'

અશો સરોશે તથા આદર ઈજદે કહ્યું કે "આ રવાન તે પાપી ઓરતનું છે જેણીએ પોતાનાં બાળકને દુધ પાયું ન હતું પણ તેને ભુખ્યું અને તરશું રાખ્યું હતું, અને પોતે એક બેગાના મરદ સાથે લોભની તથા બુરા હવસની ખાહેશથી જતી રહી હતી."

---

## પ્રકરણ છનુમું.

### બીજની વાવણી ન કરતાં તેમનો ગેર-ઉપયોગ કરનાર પાપી વિષે.

મેં વળી એક મરદનું રવાન દીઠું જેની જીભ કાપી કાઢવામાં આવી હતી અને તેને હમેશ બાલ પકડી ખેંચવામાં આવતો હતો તથા તેની આગળ નસો મેલવામાં આવતો હતો અને તે તેને "કરીજ" થી ભરીને ખાવા આપવામાં આવતો હતો.

મેં પુછયું કે 'આ મરદથી શું ગુનાહ થયો હતો કે તેનાં રવાનને આવો સખત આજાબ ખેંચવો પડેછે?'

અશો સરોશે તથા આદર ઈજદે કહયું કે "આ રવાન તે પાપી મરદનું છે જેણે દુનિઆમાં બીજ લીધાં હતાં અને કહયું હતું–કે–'હું એને વાવીશ'–પણ તેણે તે વાવ્યાં ન હતાં પણ તે તેને ખાઈ ગયો હતો અને સપંદારમદની જમીનને લૂંટી હતી."

---

## પ્રકરણ સત્તાણુંમું.

### જુઠું બોલનાર અને ઠગાઈ કરનારા પાપીઓવિષે.

વળી મેં એક મરદ અને એક ઓરતના રવાન દીઠાં જેમની જબાન કાપી કાઢવામાં આવેલી હતી.

મેં પુછયું કે 'એમનાં તનથી શું ગુનાહ થયો હતો કે તેમના રવાનને આવી સખત સજા ભોગવવી પડેછે?'

અશો સરોશે તથા આદર ઇજદે કહ્યું કે "એ રવાનો તે પાપી મરદ અને ઓરતનાં છે કે જેઓ જીવતાંઓમાં ઘણું જુઠું અને ખોટું બોલ્યાં હતાં અને પોતાનાં અંતઃકરણને તેઓએ ઠગ્યાં હતાં."

---

## પ્રકરણ અઠ્ઠાણુંમું.

### નસો ખાનાર તથા હોરમજદનાં પ્રાણીઓને નાહક કતલ કરનારાં પાપીઓવિષે.

વળી મેં એક ઓરત તથા એક મરદનું રવાન દીઠું જેઓ વામીટ કરતાં અને તેજ પાછું તેઓ ખાઈ જતાં હતાં.

મેં પુછ્યું કે 'તેમના તનથી શું ગુનાહ થયો હતો કે તેમનાં રવાનોને આવી સખત સજા ખમવી પડેછે?'

અશો સરોશે તથા આદર ઇજદે કહ્યું કે "આ રવાનો તે પાપી મરદ અને ઓરતનાં છે કે જેઓએ દુનિઆમાં ગુનાહ ભરી રીતે નસો ખાધો હતો અને પાણીમાં રેહેનાર "ઉદ્ર[૫૫]" પ્રાણીને મારી નાખ્યું હતું તથા અહુરમજદનાં બીજાં પ્રાણીઓનો નાશ કર્યો હતો તથા તેમની કતલ કરી હતી."

---

## પ્રકરણ નવાણુંમું.

### પોતાના હાકમ-સામે બલવો કરનારાઓનાં પાપી રવાનોવિષે.

મેં કેટલાંક બીજા પાપી મરદો તથા ઓરતોનાં રવાનો દીઠાં જેઓને હમેશ ભયંકર, ધાસ્તી ભરી, નુકસાનકારક, દુઃખદાયક અંધારાંની દોજખની વેદના તથા સજા તરેહવાર પ્રકારની ખમવી પડેછે.

વળી મેં કેટલાંક રવાનો દીઠાં જેમની જબાંનો લાકડાંના પૈયા વટી સોહોરવામાં આવતી હતી, અને જેઓ હમેશ ઉંધે મસ્તક દોજખમાં જતાં હતાં અને દેવો તેમનાં આખાં શરીરને લોખંડના નીખ્યા વટી હલમાં જોડી ચલાવતા હતા.

મેં પુછ્યું કે–'એ રવાનો કોણનાં છે? અને તેમનાથી શું પાપ થયું હતું કે તેમને આવી સખત સજા ખમવી પડેછે?'

---

૫૫. વંદીદાદમાં "ઉદ્ર"ને મારનાર ધણીને દશ હજાર ફટકા મારવા જણાવ્યા છે—(આ ફટકાની કીમત ૬૦૦૦૦ દીરમ થાયછે) અને તે ઉપરાંત આતશને માટે પુષ્કળ ભેટ લઈ જવાની, ઇજશને કરાવવાની તથા હજારો સાપ વગેરે ખરફસ્તરો મારવાને તેને તાકીદ કરવામાં આવીછે.

અશો સરોશ તથા આદર ઈજદે કહયું કે "એ રવાનો તે પાપીઓનાં છે જેઓ દુનિઆમાં પોતાના હાકમોને નાફર્માન થયાં હતાં અને પોતાના હાકમોનાં લશ્કર તથા સ્વારોના દુશ્મન હતા—હવે તેમને આવી સખત વેદના અને દુઃખ ભરી સજા ભોગવવીજ જોઈએ."

## પ્રકરણ સોમું.

### ગનામીનો પાપીઓની મશ્કેરી કરેછે તે વિષે.

પછી મેં પુર મોહોતવાલા દુનિઆનો નાશ કરનાર તથા બદતર દીનવાલા ગનામીનોને દીઠો, જે હમેશ પાપીઓની દોજખમાં ઠઠ્ઠા મશ્કરી કરતો હતો અને બોલતો કે 'તમે શા માટે હમેશ હોર્મજદની રોટલી ખાઈને મારાં કામ કર્યાં? અને તમારા પોતાના પેદા કરનારવિષે વિચાર કર્યો નહીં પણ મારી મર્જી મુજબ ચાલ્યા?' એપ્રમાણે તે હમેશ પાપીઓને ઘણી મશ્કેરીથી બુમ પાડી કેહેતો હતો.[૫૬]

## પ્રકરણ એકસોએકમું.

### વિરાફનું દોજખમાંથી નીકળી પાછું હોર્મજદની દર્બારમાં જઈ પુગવું—હોરમજદે તેના કણે મજદયસનાનોને કેહેવાડેલો સંદેશો.

પછી અશો સરોશ તથા આદરઈજદે મારો હાથ પકડયો અને મને તે અંધારી, ભયંકાર, અને ધાસ્તીકારક જગ્યામાંથી તેઓ બાહેર લાવ્યા અને હમેશગીની રોશની તરફ તથા હોરમજદ અને અમશાસ્પંદોની મીજલસ તરફ લઇ ગયા. ત્યાં મેં હોરમજદ આગળ નમાજ કરવાને ખાહેશ બતાવી અને તેણે મેહેરબાની બતાવી કહ્યું કે[૫૭]— "અશો અર્દા વિરાફ, મજદયસનાનોના કાસદ! તું વફાદાર નોકરછે ફાની દુનિઆંમાં તું જા

---

૫૬. પાજંદ વિરાફનામામાં આ પ્રકરણને છેડે નીચે મુજબનો વધારો કર્યો છેઃ—"અને તેઓ પોતાનાં કર્તુકોનો બદલો અનગમતો કયામતના વખત સુધી મેળવેછે. જ્યારે તેણે મને પોતાનાં સજા કરવાનાં દોજખમાં મોકલ્યો ત્યારે હું આદર ઈજદની પાછલ ચાલ્યો હતો અને મેં સર્વથી અંધારૂં દોજખ દીઠું હતું અને તે મને એક લાંબા ભાલા જેટલાં ઉંડા ખાડા જેટલું લાગ્યું હતું. વળી મને અંધારૂં એટલું બધું દીસ્યું કે દુનિઆંમાં જેટલું સુકું લાકડું છે તે સઘળું બાળવામાં આવે તોબી તે અતિશય અંધારાં દોજખમાં સેહેજબી રોશની થઈ શકે નહી."

૫૭. એક બીજી નકલમાં ઉપલા સઘળા ફકરાઓને બદલે નીચે મુજબ જણાવ્યું છેઃ—"પછી આદર ઈજદના હમેશગીની રોશની તરફ લઈ જવાથી હું હોરમજદની ખબર લઈ જવાયો હતો. મેં નેમાજ કરી અને હોરમજદે કહયું કે—(ઈત્યાદી)

અને જે પ્રમાણે તેં દીઠું છે તથા સાંભળ્યું છે તેજ પ્રમાણે સાચે સાચું ફાની દુનિઆનાં લોકોને કહેજે કારણકે હું જે હોરમજદ તે તારી સાથે છું. જે કોઈ સાચું અને ખરૂં બોલેછે તેને હું માન આપુંછું તથા પીછાણુંછું.[૫૮] એ પ્રમાણે ડાહ્યા લોકોને તું કહેજે."

જ્યારે હોરમજદે મને એમ કહયું ત્યારે હું અજાયબ થયો કારણકે મેં એક રોશ્ણી દીઠી પણ કોઈબી શખસને દીઠો નહીં. મેં વળી એક અવાજ સાંભળ્યો અને હું સમજ્યો કે એ હોરમજદ છે.

અને તે પેદા કરનાર તથા ઇજદોમાં ઘણીજ વૃદ્ધી કરનાર હોરમજદે કહ્યું કે "ઓ અર્દા વિરાફ! દુનિઆના મજદયસનાનોને તું કેહેજે કે–'અશોઇનો એકજ માર્ગ અસલ ધર્મનો રસ્તો છે અને બીજા રસ્તાઓ કાંઈ રસ્તા નથી. તમે તે એકજ રસ્તો જે અશોઈનો છે તે પકડજો અને ઉદય વેળા યા અસ્ત વેળા કોઈબી રીતે તે માર્ગથી તમે ફરતા ના. અને સારા વિચારો, સારા સુખનો અને સારાં કામો ઉપર અમલ કરજો–અને તેજ ધર્મમાં રેહેજો કે જે તેને–સ્પિતમાન જરથોસ્તને–મારાથી મળ્યો હતો અને વિસ્તાસ્પે (ગુસ્તાસ્પ પાદશાહે) દુનિઆંમાં ફેલાવ્યો હતો. અને મારે કાયદે ચાલજો અને અનઘટતા કાયદાથી પરહેજ રેહેજો અને તમે આ વિષે સાહુચેત રેહેજો કે ગોસ્પંદો ધુળ બરાબરછે, ઘોડો ધુળ બરાબર છે, સોના રૂપાં ધુળ બરાબર છે અને માણસનું તન ધુળ બરાબર છે. તે એકલોજ ધુળ સાથે મળતો નથી કે જે દુનિઆમાં અશોઈની વખાણ કરેછે,[૫૯] અને પોતાની ફરજ બજાવે છે તથા સારાં કામો કરે છે. ઓ

---

૫૮. એક બીજી નકલમાં એની પછી નીચે મુજબના શબ્દો વધારે મળેછે!–"મેં અર્દા-વિરાફે તેના શબ્દો સાંભળ્યા પણ હું કોઈને જોઈ શકયો નહી પણ એક રોશની દીઠી–હું ગુ-ટણ મંડયે બંદગી કરવા પડયો અને બોલ્યોકે 'મજદયસ્નોએ મને ફર્માવ્યું છે કે તું અર્દા (અશો જરથોશત પાસે જા, કારણ કે જીવતાંઓમાં હમે જે સારાં કામો કરયે છીએ તે હૈ-યાતી ભોગવેછે કે નહી તે હમે જાણતા નથી.' ત્યારે તે ઇનસાફી અને સબળા ઈજદોમાં ઘણાજ સખી હોરમજદે કહયું કે (ઇત્યાદી).

૫૯. એક બીજી નકલમાં નીચે મુજબનો વધારો કરયો છ:—"વળી હોરમજદે અશોસ-રોશ તથા આદર ઈજદને કહયું કે–ભલાં કામો કરનારાઓનો હેવાલ એને બતાવો. મેં અ-શોસરોશ તથા આદર ઈજદનો હાથ પકડયો અને તેઓ ચિન્વત પુલને નાંકે ગયા કે જ્યાં રશ્નુરાસ્ત, મહેરઈજદ તથા દુનિઆનો ફતેહમંદ શરદાર આસ્તાદ ઈજદ એ સઘળા બેઠા હતા; તેઓ સઘળી પેદાયશમાં સર્વેથી તારીફ લાયક અને આકાશ કરતાં ઘણાજ વધારે સોહામના હતા તેમની આગળ મને લઇ જવામાં આવ્યો. અને તેઓ બોલ્યા કે:–"ત્યાં જે કાંઇ તેં મા-ણસોને, મેંઢાઓને, ઢોરોને, જમીનને, ઝાડોને, આતશને તથા પાણીને જે કાંઇ કરયું હોય તે કહે અને સાચું બોલજે કારણકે અહીંથી સચાઈની મારફતે જવાની જરૂર પડેછે. પછી હું ખુશી થયો કારણકે અશો લોકોનાં ફરોહરોએ આ પ્રમાણે જુબાની આપી કે મેં કશું પાપ કરયું નથી. વળી હોરમજદે કહયું કે (ઈત્યાદી)

અર્દા વિરાફ ! તું સંપૂર્ણ છે; જા અને આબાદ થા. જે દરેક અશોઈ અને પાકીજગી તમે કરોછો તથા રાખોછો અને બરશનુંમ તથા ક્રિયા જ્યારે ખુદાને ધ્યાનમાં રાખીને કરોછો અને જે દરેક ચીજ દીનની શરત મુજબ તમે રાખોછો ત્યારે હું તે સઘળું જાણું છું."

મેં જ્યારે એ શબ્દો સાંભળ્યા ત્યારે પેદા કરનાર હોર્મજદને મેં ઘણુંજ નમન કર્યું. વળી અશો સરોશ ફતેહ અને હીમત સાથે આ ગાલીચાની જગ્યાએ મને લઈ આવ્યો.—મજદયસનાનો ! ભલા ધર્મની કિર્ત્તીની ફતેહ થાઓ. તનદરોસ્તી અને ખુશી તથા ખુશ્હાલી સાથે આ વર્ણન સંપૂર્ણ કર્યું છે.

સમાપ્ત.

# ગોશ્તે ફ્ર્યાનો.

યાને

## સેતાનની મદદ મેલવનાર ઉપર હોર્મજદની મદદ મેલવનારની ફત્તેહ.

---

## ભેદી સવાલો અને તેના જવાબ.

---

ગોસ્તે ફ્ર્યાનો નામની ન્હાની કેતાબ જે "અર્દા વીરાફ નામાં" સાથે વિદ્વાન મારતીન હાઉગે પેહેલ્વીમાંથી ઇંગ્રેજી તરજુમો કરીને છપાવી હતી તેનો ગુજરાતી તરજુમો વાંચવા જોગ જાણી અમે નીચે આપ્યે છીએ.

---

### પ્રકરણ પેહેલું.

ગોસ્તે ફ્રયાનોની[1] આ વારતા યજદાંનની મદદથી ફત્તેહમંદ થાઓ!

એમ કહેવાયુંછે કે જે વખતે જાદુગર અખ્ત સીત્તેર હજાર માણુસોનાં લશ્કર સહીત ભેદી સવાલોની સમજ આપનારાઓનાં શેહેરમાં ગયો તે વેલાએ તેણે આ પ્રમાણે મોટેથી જાહેર કર્યું કે, ભેદી સવાલોની સમજ આપનારાઓનાં શેહેરનો હું હાથીઓ પાસે નાશ કરાવીશ. અને જ્યારે તે ત્યાં પોહોંચ્યો ત્યારે તેણે વલી એવી માંગણી કરી કે, પંદર વરસની ઉમ-

---

૧. આ શખ્સ આવાં યષ્ટના "ચોઈશ્તો યો ફ્ર્યનનાંમ" ને બરોબર મળતો આવેછે. આવાં યષ્ટના ૮૧–૮૩ માં ફકરાઓમાં તેનાં માટે નીચલું વર્ણન મલેછે: ફ્રૂયાન ખાનદાનવાલા યોઈશતએ સો ઘોડાઓ અને હજાર ગોસ્પંદો અને નવાં જનમેલાં દશ હજાર જનાવરો તેને (અરદ્વિને) ભેટ આપવાની બંદગી રહ્‌હાના કીનારા ઉપર કરી પછી તેણે તેણી કણે આ મુરાદ ચાહી: "ઓ ભલી અને ઘણી મેહેરબાંન અરદ્વિસૂર અનાહિત! મને એટલી બક્ષેસ કર કે જેથી કુશ્ત અને અંધારી તાખમના અખ્ત્ય ઉપર હું ફતેહ મેલવુ અને તે કુશ્ત અને અંધારાંની તાખમના અખ્ત્યએ મને પુછેલા ૯૯ સખ્ત અને કપતી સવાલોનો હું જવાબ આપી શકું." આ તેની અરજ બાહાલ રહી હતી.

રથી યજદાંનના તરીકાથી વેગળો નહી ગયલો એવો એક મરદ તેને લાવી આપવો. એવા શખસને તે એક ઉખ્યાણું પૂછતો અને જે કોઈ તેનો જવાબ આપી ન શકતો તેને પકડીને તે કાપી નાખતો હતો.

અને પાછલથી તે ભેદીસવાલોની સમજ આપનારાં શેહેરમાં—મારસ્પન્દ નામે એક શખ્સ નીકલી આવ્યો અને તેણે તે જાદુગર અખ્તને કહ્યું કે, ભેદીસવાલ સમજાવનારાઓનાં શેહેરને હાથીઓથી નાશ ના કર અને આ નિર્દોશ લોકોને મારી ના નાખ, કારણ કે ભેદીસવાલોનો જવાબ આપનારા લોકોનાં આ શેહેરમાં ગોસ્તે ફ્ર્યાનો નામે એક શખ્સ ૧૫ વરસની ઊંમરથી યજદાંનના તરીકાથી મુદ્દલ વેગલો ગયલો નહીં એવો છે અને તું જે કાંઇબી ઉખ્યાણાં પૂછે તે દરેકનો ખુલાસો તે તને આપશે.

ત્યારે તે જાદુગર અખ્તે, ગોસ્તે ફ્ર્યાનો ઉપર એક સંધેસો મોકલ્યો કે, તું મારાં મકાનમાં આવ કે જેથી હું તને ૩૩[૨] ઉખ્યાંણાઓ પૂછું, અને જો તું કાંઈબી જવાબ ન આપશે અથવા એમ કેહેશે કે, હું એ જાણતો નથી તો હું તને તુરત મારી નાખીશ.

ગોસ્તે ફ્ર્યાંનો જાદુગર અખ્તનાં મકાંન તરફ ગયો અને જાદુગર અખ્તે માણસોનો નસો બીસ્તરા હેઠલ રાખેલો હોવાથી તે અંદર ગયો નહી, પણ તેણે તે જાદુગર અખ્ત ઉપર સંધેસો મોકલ્યો કે, તારે ત્યાં બીસ્તરા હેઠલ માણસનો નસો રાખેલો છે અને મારી મદદે સાતે અમસારસ્પંદોછે જેઓ જો હું નસાવાલી જગાએ આવું તો મારૂં રક્ષણ છોડી ચાલી જતા રહે અને પછે તું જે ઉખ્યાણાં મને પૂછવા માગેછે તે સમજાવવાને હું શક્તિવાન થાઊં નહીં.

ત્યારે જાદુગર અખ્તે તે બીસ્તરો અને ચાદર ઊંચકી જવાને અને નવો બીસ્તરો મેલવાને પોતાનાં માણસોને ફર્માવ્યું અને ગોસ્તે ફ્ર્યાનોને અરજ કરી જણાવ્યું કે, આવ અને આ બીસ્તરા તથા ગાદી ઉપર બેસ અને હું તને પછું તે ઉખ્યાણાંનો ખરો ખુલાસો આપ.

ગોસ્તે ફ્ર્યાનોએ કહ્યું પાપી અને દુષ્ટ જુલમગાર હું આ ગાદી ઉપર બેસી શકતો નથી કારણ કે એ ગાદીમાં માણસનો નસો ભરેલો છે અને મારી સાથે ફરેસ્તાઓ તથા અમસારસ્પન્દોછે તેઓ મારૂં રક્ષણછે અને જો હું આ ગાદી ઉપર બેસું તો મારા ફરેસ્તાઓ મારૂં રક્ષણ છોડી દેશે, જેથી તું મને પૂછેછે તે ઉખ્યાણાં સમજાવવાને હું શક્તીવાન થઈશ નહી.

---

૨. આવાં યષ્ટમા ૯૯ ઉખયાણાં કહ્યાંછે.

જાદુગર અખ્તે તે ગાદી ઊંચકાવીને નવી ગાદી મેલાવી ત્યાર બાદ ગોશ્તે ફ્રર્યાનો તે નવી ગાદી ઉપર બેઠો.

---

## પ્રકરણ બીજું.

જાદુગર અખ્તે ગોશ્તે ફ્રર્યાનોને પૂછેલું પેહેલું ઉખ્યાણું આ મુજબ હતું: આ દુન્યાનું બેહેસ્ત સારૂં છે કે મીનોઈ દુન્યાનું?

ગોશ્તે ફ્રર્યાનોએ કહ્યું કે, દુષ્ટ અને પાપી જુલમગાર, જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા પછી દોજખમાં પડજે! આ દુન્યાનું બેહેસ્ત મીનોઈ દુનીયાના બેહેસ્ત કરતાં વધુ સારૂં છે, અને તેની મીસાલ એ છેકે જે કોઈ આ દુન્યામાં પોતાની ફ્રરજ બજાવતો નથી અથવા ભલાં કામ કરતો નથી તેને અહીં તે માટે ઠપકો મળતો નથી; અને બીજી મીસાલ તારે માટે એ છે કે, જો તું આ દુન્યામાં નેકીનું કામ ન કરશે તો તું તેને લીધે ભલાં સ્વર્ગમાં જઈ શકશે નહીં.

જાદુગર અખ્તે એ શબ્દો જેવા સાંભલ્યા કે તે ગભરાતમાં પડયો અને તેને કાંઈ સુઝયું નહીં, અને તે બોલ્યો કે, તું ગોશ્તે ફ્રર્યાનોને લીધે હું જાદુગર અખ્ત કમનસીબ થયોછું કારણ તેં મારા ઉપર ફ્તેહ મેલવી છે. જેમ એક જોરાવર માણસ સર્વેથી જોરાવર માણસ ઉપર, એક જોરાવર ઘોડો સર્વેથી જોરાવર ઘોડા ઉપર, એક જોરાવર ગોધો સર્વેથી જોરાવર ગોધા ઉપર અને આકાશ જમીન ઉપર ફાવી જાય છે તેમ તું મારા ઉપર ફાવ્યો છે. કારણ કે આ ઉખ્યાણાંની મદદથી મેં ૯૦૦ મોબેદોને કાપી નાખ્યા હતા જેઓએ યજદાંનની એટલી બધી બંદગી કરી હતી અને એટલો બધો હોમનો રસ પીધો હતો કે તેમનું સઘળું શરીર પીલું થઈ ગયું હતું. મેં વળી સ્પિતમની નવ દીકરીઓને કાપી નાખી હતી જો કે યજદાંનની પરસ્તેસ કરવાથી તેઓને પાદશાહો તરફ્થી સોના તથા મોતીથી મઢી લીધેલું એક તાજ મળ્યું હતું. મેં જ્યારે તેમને પૂછયું ત્યારે તેઓએ મને કહ્યું કે, મીનોઈ દુન્યામાં જે બેહેસ્ત છે તેજ ભલું છે. આથી મેં કહ્યું કે, જ્યારે તેને તમે ભલું ધારો છો, ત્યારે તમે તેજ ભલાં બેહેસ્તમાં જાઓ તો ઠીક પડે, અને એમ જણાવી મેં તેમને કાપી નાખી હતી.

તેણે બીજું ઉખ્યાણું આ પ્રમાણે પૂછયું: હોર્મજદની પેદાએશોમાંની તે કઈ ચીજ છે કે જે પોતે બેસે છે ત્યારે તે પોતાના પગ ઉપર ઉભો રહે તેના કરતાં વધું ઉંચો થાયછે?

ગોશ્તે ફ્રર્યાનોએ કહ્યું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર, જીવતાં જીવત,

તું કંગાલ્યતમાં રેહજે અને મુવા પછી દોજખમાં પડજે ! તું જે વિષે પૂછે છે તે પ્રાણી કુત્રો છે.

તેણે ત્રીજું ઉખ્યાણું આ પ્રમાણે પૂછ્યુંઃ હોર્મજદની પેદાયશમાંનું તે શું છે કે જે ચાલેછે પણ તેનાં પગલાં પડતાં નથી.

ગોસ્તે ફ્ર્યાનોએ કહ્યું કે, ઓ દુશ્ત અને પાપી જુલમગાર, જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ તું દોજખમાં પડજે ! તું જે વિષે પૂછેછે તે ચલ્યું છે જે ચાલેછે પણ તેનું પગલું પડતું નથી.

તેણે પૂછેલું ચોથું ઉખ્યાણું આ પ્રમાણે હતુંઃ હોર્મજદની પેદાએશમાં તે શું ચીજ છે કે જેના દાંત સિંગના જેવા હોય છે અને જેનાં સિંગનાં માંસના હોયછે ?

ગોશ્તે ફ્ર્યાનોએ કહ્યું કે, ઓ દુસ્ત અને પાપી જુલમગાર, જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહજે અને મુવા બાદ તું દોજખમાં પડજે ! તું જેને વિષે પૂછેછે તે મરઘાને નામે ઓળખાય છે કે અશો સરોશનું પક્ષિ છે; અને જ્યારે તે વાસે છે ત્યારે હોર્મજદની પેદાએશમાંથી સંકટને દુર કરે છે.

તેણે પૂછેલું પાંચમું ઉખ્યાણું આ પ્રમાણે હતુંઃ ન્હાની છરી સારી છે કે થોડું ખાવું સારૂં છે.

ગોસ્તે ફ્ર્યાનોએ કહ્યું કે, ઓ દુષ્ટ પાપી જુલમગાર, જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ તું દોજખમાં પડજે ! ન્હાની છરી થોડું ખાવા કરતાં વધુ સારી છે; કારણ કે ન્હાની છરી વટી બરસમ[3] કાપીને ભેગી કરવી ઘટતું છે; પણ થોડું ખાધેલું પેટમાં પોહોંચતું નથી અને પોહોંચેછે તો તેથી પવન થાય છે.

તેણે પૂછેલું છઠું ઉખ્યાણું આ મુજબનું હતું; ભરેલું શું છે ? અને અરધું ભરેલું શું છે ? તથા એવું શું છે જે કદી ભરેલું નથી હોતું ?

ગોસ્તે ફ્ર્યાનોએ કહ્યું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર, જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે ! ભરેલી ચીજ તે માણસ છે કે જે કીર્ત્તિમંદ છે અને તેટલા માટે આ દુન્યામાં બલવંત છે અને જેનું રવાંન મુવા પછી અશો છે; અરધી ભરેલી ચીજ તે કંગાલ ગરીબાઈ છે કે જેને લીધે માણસ દુર્દશા ભોગવે છે પણ મુવા બાદ તેનું રવાંન અશો હોય છે; અને ખાલી અથવા કદી ન ભરાય એવી ચીજ તે માણસ

3. ઈજશ્ને, વંદીદાદ, બાજ વગેરે ક્રિયાઓમાં હાલ ધાતુના સલીયાઓ વપરાય છે; જ્યારે આગલ તેને બદલે દાડમ, ખજુરી વગેરે ઝાડોની દાંખલીઓ વપરાતી હતી.

છે કે જે જીવતાં જીવત કંગાલ્યત ભોગવે છે અને મુવા બાદ તેનું રવાંના પાપી ઠરે છે.

તેણે પુછેલું સાતમું ઉખ્યાણું આ પ્રમાણે હતું: તે કઈ ચીજ છે કે જે માણસો છુપાવા માગે છે પણ તે છુપાવવાને તેઓ શક્તિવાન હોતા નથી?

ગોસ્તે ફ્રર્યાનોએ કહયું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર જીવતાં જીવત તું કંગાલ્યત ભોગવજે અને મુવા પછી દોજખમાં પડજે! માણસો બુઢાપો છુપાવા માગેછે જે કોઇનાથી છુપાવી શકાતો નથી કારણ કે બુઢાપે પોતાની મેલે દેખાઈ આવે છે.

આઠમું ઉખ્યાણું તેણે આ મુજબનું પૂછયું: તે કયો જીવતો માણસ છે જે અસ્તી–વીહાદ (મોહોતના દેવ) ને જોય છે અને મરણ પામેછે, અને તે એવી ખાહેશ રાખે છે તે પાછો જીવતાંઓમાં જાય અને વલી પાછો અસ્તી–વીહાદને જોય છે અને મરણ પામે છે અને તે તેને સેહેલું લાગે છે?

ગોસ્તે ફ્રર્યાનોએ કહયું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર, જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા પછી દોજખમાં પડજે! જે માણસ વિશે તું પૂછે છે તે તે માણસ છે કે જેણે ખોદાની પરસ્તેસ કદી કરી નથી અને હોમનો રસ પીધો નથી; અને બીજો તે માણસ છે કે જે પરણુવાની ઉમરે પોહોંચેલો હોય અને પરણેલો ન હોય; અને ત્રીજો માણસ તે છે કે જેણે જીંદગીમાં માણસને મુદલ માન આપ્યું ન હોય અને ખેરાત ન કરી હોય તથા હોર્મજદની આરાધના કરી ન હોય તથા અશો મરદોને અશોદાદ આપતાં બોલે છે કે હું આપું છું અને તેણે આપ્યું નથી; અને જયારે તે મરણ પામે છે ત્યારે તેની ખાહેશ એવી હોય છે કે તે જીવતાંઓમાં પાછો જાય; અને તે પાછો મરણ પામે છે અને અસ્તી–વીહાદને જોય છે અને તે તેને સેહેલું લાગે છે.

તેણે પૂછેલું નવમું ઉખ્યાણું આ પ્રમાણે હતું: કેટલા મહિનામાં હાથી અને ઘોડો, તથા ઊંટ અને ગધેડો, તથા ગાય અને મેંઢુ તથા ઓરત અને કુતરો તથા દુક્કર અને બીલાડી બચ્ચાંનો જનમ આપે છે?

ગોસ્તે ફ્રર્યાનોએ કહયું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર, જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુઆ બાદ દોજખમાં પડજે! હાથી ત્રણ વરશે અને ઘોડો તથા ઊંટ અને ગધેડો બાર મહિને, અને ગાય તથા ઓરત નવ મહિને, મેંઢુ પાંચ મહિને અને કુત્રો તથા દુક્કર ચાર મહિને અને બીલાડી ચાલીસ દીવસે બચ્ચાંનો જનમ આપે છે.

દશમું ઉખ્યાણું તેણે આ પ્રમાણે પૂછયું: કયો માણસ વધુ મોજમઝા અને વધુ સુખમાં રહે છે?

ગોસ્તે ફ્ર્યાનોએ કહયું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર, જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ તું દોજખમાં પડજે! જે માણસ ધાસ્તી વિનાનો વધારે અને સંતોશી તથા વધુ દોલતમંદ હોય છે તે માણસ વધુ મોજમઝા અને વધુ સુખમાં રહે છે.

અગ્યારમું ઉખ્યાણું તેણે પૂછયું તે આ પ્રમાણે હતું: એવી કઈ ચીજછે જે આ દુન્યામાં હોર્મેજદ અને અમ્સાસ્પંદો જેવી છે?

ગોસ્તે ફ્ર્યાનોએ કહ્યું કે, જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! દુન્યામાં એક હાકમ હોર્મેજદ અને અમસાસ્પંદો જેવો છે અને હાકમોનું રેહેથાંન ખુબસુરત ગરોથમાન જેવું હોય છે અને હાકમોના પ્રધાનો અમ્સાસ્પંદો જેવા છે અને જેમ સેતારાઓમાં પર્વિજનું સરસ રેહેથાન છે તેવું રેહેથાન તે પ્રધાનોનું હોય છે. બીજા માણસો જ્યારે ઉદ્યોગી અને ચાલાક હોય છે ત્યારે તેઓ આકાશ ઉપરના ન્હાના સેતારાઓ જેવા થાય છે.

તેણે પૂછેલું બારમું ઉખ્યાણું આ મુજબનું હતું: કયો ખોરાક વધુ પસંદ પડતો અને વધુ સ્વાદિષ્ટ છે?

ગોસ્તે ફ્ર્યાનોએ કહ્યું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર, જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! તે ખોરાક વધુ પસંદ કરવા જોગ અને સ્વાદિષ્ટછે કે જે પ્રમાણીક મેહેનતથી મેલવેલો હોય તથા ભલાં કામોમાં ફરજ બજાવવામાં વપરાયો હોય.

તેણે પૂછેલું તેરમું ઉખ્યાણું આ મુજબ હતું: કયું એકછે અને કયું બે છે? તથા કયું ત્રણ છે? તથા કયું ચાર છે? અને કયું પાંચછે? તથા કયું છ છે? તથા કયું સાત છે? તથા કયું આઠ છે? તથા કયું નવ છે? તથા કયું દશ છે?

ગોસ્તે ફ્ર્યાનોએ કહ્યું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! સૂર્ય એકછે જે આખી દુન્યાને રોશનીવંત કરેછે; દમ લેવો તથા કાહાડવો એ બે ચીજછે; ભલા વિચાર, ભલા સુખન અને ભલા કામો એ ત્રણ ચીજછે, પાણી, જમીન, ઝાડપાન અને જનાવરો એ ચાર ચીજછે. પાંચ ભલા કયાનીઓ[૪] એ પાંચ ચીજછે, ગહમબારની છ મોહોસમો[૫] એ છ ચીજછે, સાત અમસાસ્પંદો એ સાત ચીજછે; આઠ ભલાં દાસ્તાંનો (?) એ આઠ ચીજછે; માણસોનાં શરીરમાંના નવ ખુલા વેહે એ નવ ચીજછે; અને માણસોના હાથોનાં દશ આંગલાં એ દશ ચીજછે.

---

૪. કય કવાત, કય કાહુસ, કય ખુસરોવ, કય લોરાસ્પ અને કય ગુસ્તાસ્પ.

૫. જરથોસ્તી વરસના ૪૫માં, ૧૦૫માં, ૧૮૦માં, ૨૧૦માં, ૨૯૦માં, અને ૩૬૫માં દીવસો એ છ મોહસમો હોયછે.

# પ્રકરણ ત્રીજું.

તેણે પુછેલું તેવીસમું[૬] ઉખ્યાણું આ પ્રમાણે હતુંઃ વધારે થંડું શું છે?

ગોશ્તે ફ્ર્યાનોએ કહ્યું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર જીવતાં જીવત તું કંગાલયતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! તું ધારેછે તે નહીં પણ હું જાણું છું તે વધારે થંડું છે, કારણ કે તું એમ ધારેછે કે, પાહાડ ઉપર રેહેતો બરફ વધારે થંડોછે અને સુરજ તેને કદી ગરમ કરતો નથી; પણ તું ધારેછે તેમ નથી. એક પાપી માણસનું મન વધારે થંડું હોયછે, અને તેની મીસાલ એ છે કે, તું જાદુગર અખ્તનો એક ભાઈ છે જે ઘાતકી છે અને તેનાં શરીરમાં જે જથાબંધ ઝેર ભરેલું છે તેને સુરજથી કે આતશથી પીગલાવવાને તું શક્તિવાન નથી, પણ તેને હું મારી હાથની હથેલીમાં મેલીશ એટલે તે પીગલવા માંડશે.

આથી જાદુગર અખ્તે પોતાના ભાઈને પકડાવી મંગાવી કાપી નખાવયો અને તેનાં શરીરનું ઝેર પીગલાવવાને ફરમાવયું પણ સુરજથી કે આતશથી તે પીગલી શકયું નહીં, અને ગોસ્તેફ્ર્યાનોએ તો તે હાથમાં લીધું એટલે તે પીગલી ગયું.

તેણે પૂછેલો ચોવીસમો ભેદી સવાલ આ પ્રમાણે હતોઃ વધારે ગરમ શું છે?

ગોસ્તે ફ્ર્યાનોએ કહ્યું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર જીવતાં જીવત તું કંગાલયતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે; એક અશો માણસના હાથની હથેલી વધુ ગરમ છે અને તેની મીસાલ એ છે કે, તારા ભાઈનું ઝેર સુરજ કે આતશથી પીગલાવી શકાયું ન હતું પણ જ્યારે તે મારા હાથની હથેલીમાં મેલવામાં આવ્યું ત્યારે તે પીગલી ગયું હતું.

તેણે પચચીસમું ઉખ્યાણું આ પ્રમાણે પૂછયું હતુંઃ કઈ ચીજ નીચે ચાલી જાયછે ત્યારે ભલી છે; કઈ ચીજ થંડી થાયછે ત્યારે ભલી છે અને કઈ ચીજ મેરણ પામેછે ત્યારે ભલીછે.

ગોસ્તે ફ્ર્યાનોએ કહ્યું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર જીવતાં જીવત તું કંગાલયતમાં રેહેજે અને મુઆ બાદ દોજખમાં પડજે! પાણી નીચે ચાલી જાય તે ભલું છે; અને થંડો થયલો આતસ સારોછે અને તારા જેવો

---

૬. ગયાં પ્રકરણમાં આપણે તેર સવાલ જોયાછે પણ તે પછી વચમાં બીજા સવાલ પેહેલ્વિમાં મલતા નથી. કેટલાકો એમ ધારે છે કે, તેરમાં સવાલમાં જે દશ સવાલો સમાવેલા છે તેને છુટા છુટા ગણવાથી એ ગાલો પુરાયલો ગણાશે.

દુષ્ટ અને પાપી જુલમગાર મરણ પામે તે સારોછે. કારણ કે જો પાણી નીચે ચાલી ન જાય અને આતશ થંડો ન થાય તથા તારા જેવો દુષ્ટ અને પાપી જુલમગાર નહીં મરણ પામે તો આખી દુન્યા પાણી તથા આતશથી ભરાઈ જાય અને તારા જેવા દુષ્ટ અને પાપી જુલમગારો ઉભાઈ જાય અને ત્યારે દુન્યાનું રક્ષણ મુશકેલ થઈ પડે.

તેણે પુછેલો છવીસમો ભેદી સવાલ આ પ્રમાણે હતો: પાહાડ કરતાં વધુ ભારી શું છે? અને છરી કરતાં વધુ તીક્ષણ શું છે? તથા મધ કરતાં વધુ મીઠું શું છે? અને મેંઢાની પુછડી કરતાં વધારે ચરબદાર શું છે? અને ઉદાર માણસો કરતાં વધારે ઉદાર કોણ છે? તથા ઈનસાફી કરતાં વધારે ઈનસાફી કોણ છે?

ગોસ્તે ફ્ર્યાનોએ કહ્યું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર જીવતાં જીવત તું કંગાલયતમાં રેહેજે અને મુઆ બાદ દોજખમાં પડજે! જુઠું અને નાફરમાની એક પાહાડના કરતાં વધારે ભારી છે; અને માણસોની જીભો તીક્ષણ છરી કરતાં વધારે તીક્ષણ છે; તથા ભાગ્યશાળી બાળક તેનાં મા બાપને મધ કરતાં વધારે મીઠું હોય છે; તથા સપન્દાદમદની જમીન અને વરસાદ, મેંઢાની પુછડી કરતાં વધારે ચરબદાર હોય છે; અને તીશતર[૭] ફરેસ્તો ઉદાર લોકો કરતાં વધારે ઉદાર હોયછે; તથા ઈનસાફી કરતાં વધુ ઇનસાફી ભલો વાયુ ઇજદ છે જે કોઇબી માણસની પક્ષ કરતો નથી અને લાંચ લેતો નથી તથા હાકમ અને ગુલામનો સરવેનો એક સરખો ઇનસાફ કરે છે.

તેણે પુછેલો સત્તાવીસમો ભેદી સવાલ આ મુજબ હતો: કયો પગ વધારે સારો અને વધારે ખુબસુરત છે? કારણ કે મેં જે ઘણા પગ દીઠા છે તેમાં તારી બેહેન અને મારી બાયડી હુપરશ્નના પગ સરવેથી ખુબસુરત અને સરવેથી સરસ છે.

ગોસ્ત ફ્ર્યાનોએ કહ્યું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! પાણીનો પગ વધુ ખુબસુરત અને વધુ સારો છે અને તેની મીસાલ એ છે કે, જ્યાં પાણી પોતાનો પગ મેલેછે ત્યાં ભાજીપાલો ઉગે છે પણ જ્યાં હુપરશ્ પગ મેલે છે તે જગા તો સુકી થઇ જાયછે.

જાદુગર અખ્તે પુછેલો અઠ્ઠાવીસમો ભેદી સવાલ આ પ્રમાણેનો હતો: ઓરતોની મોટી મઝા સાથી છે?

૭. એ ફરેસ્તાંને ભાગ્યદેવો સાથે સરખાવ્યો છે.

ગોસ્તે ફૂર્યાનોએ કહ્યું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર જીવતાં જીવત તું કંગાલયતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે ! ઓરતોની મોટી મઝા તું ધારે છે તેમાં નહીં પણ હું જાણુંછું તેમાં છે. તું એમ ધારે છે કે, ઓરતોની મોટી મઝા તરેહવાર જાતના પોશાક અને શોભીતાં ફરનીચરમાં સમાયલી હોય છે; પરંતુ એમ નથી; ઓરતોની મોટી મઝા પોતાના ભરથારોની સાથે હોવામાં સમાયલી હોયછે.

જાદુગર અખ્તે કહ્યું તું જુઠું બોલેછે અને આ સવાલને માટે હું તને કાપી નાખીશ. હવે ચાલ મારી સાથે, હું તારી બેહેન અને મારી બાયડી હૂપરશ્ આગલ જઇશ. તેણીએ કદી જુઠું કહ્યું નથી અને કેહેતી નથી માટે તેનું કેહેવું હું સ્વીકારીશ.

ગોસ્તે ફૂર્યાનોએ એ વાત કબુલી અને ગોસ્તે ફૂર્યાનોની સાથે અખ્ત જાદુગર હૂપરશ્ આગલ ગયો, અને તેઓએ તેણીને કહ્યું કે, બેસો અને આ સવાલનો ખરો જવાબ આપો. ગોસ્તે ફૂર્યાનોએ તેણીને પૂછ્યું કે, ઓરતોની મોટી મઝા તરેહવાર જાતના પોશાકોમાં અને શોભીતાં ફરનીચરમાં સમાયલી છે કે, પોતાના ભરથારોની સાથે હોવામાં તેઓ મોટી મઝા ગણેછે.

પછી હૂપરશ્ અંદેશામાં પડી; તે બોલી કે જો ખરી વાત છે તે કહું છું તો આ દુષ્ટ અને પાપી જુલમગાર મને કાપી નાખવા વીના રેહેશે નહી અને જો હું જુઠું બોલું છું તો તેથી તે મારા ભાઇને કાપી નાખશે અને તેથી હું પાપી થઇશ માટે ખરૂં બોલવુંજ સારૂં છે. જો હું જુઠું બોલું તો હું પોતે પાપી થાઉં અને તેથી તે માજદયશની દીનનો નાશ કરશે, પણ હું સાચું બોલીશ તે છતાં તે મને કાપી નાખશે તો હું વધુ અશો થઈશ. પછી તેણીએ પોતાનાં મોહોડાં ઉપર બુરખો નાખી કહ્યું કે, ઓરતોની મોટી મઝા તરેહવાર જાતના પોશાક અને શોભીતાં ફરનીચરમાં છે ખરી પણ જ્યારે તેઓ પોતાના ભરથારના સમાગમમાં હોતી નથી ત્યારે તેઓ દુખી અને બેચેન થાય છે અને પેલી મઝા કાંઇબી બીસાદ વગરની થઇ પડેછે. પણ જ્યારે તેઓ પોતાના ભરથારના સમાગમમાં આવેછે ત્યારે તેઓને વધુ મોટી મઝા મળેછે.

પછી જાદુગર અખ્ત આ શબ્દો સાંભલીને ગુસ્સે થયો અને હૂપરશ્ને એકદમ કાપી નાખી. હૂપરશ્નું રવાંન એકદમ ગરોથમાન બેહેસ્તમાં ચાલી ગયું અને ત્યાં બોલવા લાગ્યું કે, હું ભલું છું, અત્યાર સુધી હું અશો હતું અને હવે હું વધુ અશો થયું છું; પણ તું જાદુગર અખ્ત બુરોછે; તું અત્યાર સુધી પાપી હતો અને હવે તું વધારે પાપી થયો છે.

જાદુગર અખ્તે પૂછેલો ઓગનતીસમો સવાલ આ મુજબનો હતો: તે શું છે કે જેને દશ પગ, ત્રણ માથાં, છ આંખ, છ કાંન, બે પુછડી, બે હાથ, ત્રણ નાક, ચાર સીંગનાં અને ત્રણ પીઠ છે અને જેનેથી આખી દુન્યાને જીંદગી અને રક્ષણ મલેછે.

ગોશ્તે ફ્રયાનોએ કહ્યું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર, જીવતાં જીવત તું કંગાલયતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે! ધરમમાં એમ મહસુર છે કે, જ્યારે કુદરતની હાજત થાય તે વેળાએ કોઇનાંબી ઉખ્યાણાંનો જવાબ આપવાનો રેવાજ નથી.

જાદુગર અખ્તે કહ્યું કે, પડોશમાંની એક જગાએ કુદરતી હાજત માટે જા અને જલદી પાછો ફરી આ સવાલનો જવાબ ખરો સમજાવ. કારણ કે જો તું જુઠું બોલશે અથવા કેહેશે કે, "હું તે જાણુતો નથી" તો હું તને એકદમ કાપી નાખીશ.

ગોશ્તે ફ્રયાનો બાહાર ગયો એક પથ્થર ઉપર બેશી અંદેસો કરવા લાગ્યો કે, આ જવાબ ન આપીશ તો આ દુષ્ટ અને પાપી જુલમગાર મને મારવા વીના રેહેશે નહીં; આ ઉખ્યાણું એવું છે કે, સઘલા હૈયાત લોકો તેમજ ગુજરેલાં લોકો પાછાં જીવતાં થાય તો તેઓ પણ તેનો ખુલાસો કરવાને અશક્ત થાય.

પછી તે સાહેબ હોર્મજદે નેર્યોસંગ ફરેસ્તાને ગોશ્તે ફ્રયાનો ઉપર સંદેસો આપી મોકલ્યો અને તેણે આવીને તેને કહ્યું કે, એ ઉખ્યાણાંનો જવાબ આ પ્રમાણે આપ. "હલમાં જોડેલા બે બલદ અને તેનો હાંકનાર માણસ કે જેઓ ત્રણે જમીન ખેડે છે તથા ખેતી કરે છે." ગોશ્તે ફ્રયાનોએ આ શબ્દો સાંભલ્યા પણ કોઈ દેખાયું નહીં તેથી શકમંદ થયો અને વીચારવા લાગ્યો કે, જો તે લોકો હેરેમન અને દેવો હોય અને તેમની ખાહેશ મને મારી નખાવવાની હોય તો પછી હું આ જવાબ આપું એટલે તે દુષ્ટ અને પાપી જુલમગાર મને કાપી નાખે.

પછી નેર્યોસંગ ફરેસ્તો ગોશ્તે ફ્રયાનોની નજદીક આવ્યો અને બોલ્યો કે, "ધાસ્તી ના કર, એ તો હું નેર્યોસંગ ફરેસ્તો છું, મને તારી કણે મોકલવામાં આવ્યો છે અને તે સાહેબ હોર્મજદે કહ્યું છે કે, એ ઉખ્યાણાનો જવાબ આપ, એ ઉખ્યાણાનો જવાબ "ખેતી કરનાર બે બળદોની જોડી અને એક માણસ છે." ગોશ્તેફ્રયાનોએ આ શબ્દો સાંભળ્યા ત્યારે તે ઘણોજ હરખાઈ ગયો અને બોલ્યો કે, એ દુષ્ટ અને પાપી જુલમગાર તું પુછે છે તેનો જવાબ ખેતીને માટે હળ ચલાવનાર બલદોની જોડી અને એક માણસ છે.

જાદુગર અખ્તે જ્યારે આ શબ્દો સાંભલ્યા ત્યારે તે એકદમ ગભરાટમાં પડયો અને ત્રણ દીવસ અને રાત સુધી તેની સુદ્ધી જતી રહી. ત્રણ દીવસ અને રાત પછી તે પાછો સુદ્ધીમાં આવ્યો અને તેણે ગોસ્તે ફ્ર્યાનોને કહ્યું કે, ઓ ગોસ્તે ફ્ર્યાનો તું તે સાહેબ હોર્મજદ ઉપર ભરૂસો રાખે છે અને તે તુરતજ તારી મદદે અને ટેકામાં બાહાર પડે છે, જેથી તું આ ઉખ્યાણાઓમાં ફાવ્યો છે.

તેણે તીસમું ઉખ્યાણું એ પુછયું કે: કયો ઘોડો વધારે સારો છે ?

ગોસ્તે ફ્ર્યાનોએ કહ્યું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે ! કુટુંબવાલો કાલો મરદ ઘોડો જેની ઘણી તારીફ થાય છે.

એકત્રીસમો સવાલ આ મુજબ પૂછાયો હતો: તે શું છે કે જે સુક્કું છે પણ બલતું નથી ? અને તે શું છે જે ભીણાશવાલું છે અને બલે છે ?

ગોસ્તે ફ્ર્યાનોએ કહ્યું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ તું દોજખમાં પડજે ! ધુલ સુકી છે પણ બલતી નથી, અને ચરબી ભીનાશવાલી છે અને તે છતાં બળે છે.

જાદુગર અખ્તનો બત્રીસમો સવાલ આ પ્રમાણે હતો: કયો રાજા ભલો છે ?

ગોસ્તે ફ્ર્યાનોએ કહ્યું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ તું દોજખમાં પડજે ! તે રાજા વધારે સારો છે કે જે વધુ દયાળુ અને ડાહાપણ તથા જ્ઞાનમાં ઉત્તમ છે અને પેદાએશનો શોકીન છે.

તેણે પુછેલું તેત્રીસમું ઉખ્યાણું આ મુજબ હતું: ગોસ્તે ફ્ર્યાનો, તારે માટે કેટલી દોલત છે ?

ગોસ્તે ફ્ર્યાનોએ કહ્યું કે, ઓ દુષ્ટ અને પાપી જુલમગાર જીવતાં જીવત તું કંગાલ્યતમાં રેહેજે અને મુવા બાદ દોજખમાં પડજે ! મારે માટે ત્રણ પ્રકારની દોલત છે; એક જે હું ખાઊં છું તે, બીજી જે હું પેહેરું છું તે અને ત્રીજી ગરીબ અને લાયક લોકોને જે હું આપું છું તે.

---

## પ્રકરણ ચોથું.

પછી ગોસ્તે ફ્ર્યાનોએ કહ્યું કે, તેં મને પૂછેલા તેત્રીસ સવાલોનો ખરો ખુલાસો મેં આપ્યો છે; હવે હું તને ત્રણ ઉખ્યાણાં પુછુછું; જો તેનો

જવાબ તું ન આપશે તો હું તને તુરત મારી નાંખીશ. જાદુગર અખ્તે કહ્યું કે, મને પૂછ કે હું તેનો ખુલાસો કરૂં.

ગોસ્તે ફ્રયાનોએ પૂછયું કે, એક હાથ જમીનનાં બીજની કીંમત શું છે? એક બલદ હલ ખેડે તેની કીંમત શું છે? અને સગપણમાં લગન કરવાની ફરજ અને ભલાં કામની કીંમત શું છે?

જાદુગર અખ્ત એનો ખુલાસો જાણતો ન હતો જેથી તેણે કહ્યું કે, કુદરતી હાજત થઈ છે અને તે વખતે રેવાજ પ્રમાણે હું ઉખ્યાણાંનો જવાબ આપતો નથી. ગોસ્તો ફ્રયાનોએ કહ્યું કે, જા અને પડોશમાંની એકાદ જગે બેસ અને કુદરતની હાજતથી પરવારી જલદી પાછો આવ અને આ ત્રણ ઉખ્યાણાંનો ખરો જવાબ આપ, પણ જો તું એમ કેહેશે કે, તે તું જાણતો નથી તો હું તને તુરત કાપી નાખીશ.

જાદુગર અખ્ત જાદુઈ માર્ફતે દોજખમાં દોડયો અને હેરેમનને બુમ પાડી કેહેવા લાગ્યો કે, એ કમબખત! એક હાથ જમીનનાં બીજની કીંમત શું છે? એક બલદ હલ ખેડે તેની કીંમત શું છે? અને સગપણમાં લગન કરવાની ફરજ અને ભલાં કામની કીંમત શું છે?

બદબખત હેરેમને જાદુગર અખ્તને બુમ પાડી કહ્યું કે, તારા સવાલોનો જવાબ આપવાને હું શક્તિવાંન નથી, કારણ કે જો હું જવાબ બોલું તો મારા સઘળાં પ્રાણીઓ દેવો અને દેવીઓ સાથે નાશ પામે અને મારાં પોતાનાં પ્રાણી કરતાં તારે માટે કાંઈ મને વધુ પ્યાર નથી. જો હું તું પુછે છે તે ઉખ્યાણાંઓનો જવાબ આપું તો મારા સઘળાં પ્રાણીઓ કમજોર થઈ જાય અને હોર્મજદની પેદાએશની વીરૂદ્ધ કાંઈ નહીં રેહેવાથી તે જોરેમંદ થાય અને તેથી તુરતજ કયાંમત આવે અને નવી દુન્યા થાય. જા અને તારી ગરદન તેને આપ; એ કાંઈ મેં વિશ્વાસઘાત કરયો નથી, તારો વખત આવી ચુકયો છે અને તેને અટકાવાય નહીં, તારી જગા દોજખમાં છેઅને સઘળાં પાપીઓ કરતાં તારી સજા વધુ સખતછે.

જાદુગર અખ્ત નીરાશ થઈને દોજખમાંથી પાછો આવ્યો અને તેને ગોસ્તે ફ્રયાનોની રૂબરૂ તેના નાશ માટે લાવવામાં આવ્યો. જાદુગરે તેને કહ્યું કે, ગોસ્તે ફ્રયાનો આ ઉખ્યાણાંમાં તું ફાવ્યો છે કારણ કે હોર્મજદ અને અમસાસપંદો તારી સાથે છે અને જે ચીજ તને ન આવડતી તે તેઓ તારી તરફથી કેહેતા, પણ મેં હેરેમન અને દેવો ઉપર ભરૂસો રાખ્યો અને તેમને ત્રણ સવાલ પૂછયા તેનો તેઓ મને જવાબ આપતા નથી.

એ પછી જાદુગર અખ્તને ગોસ્તે ફ્રયાનોએ તુરત કાપી નાખ્યો હતો.

# હાદોખ્ત નસ્ક.

## પ્રકરણં પેહેલું.

### અષેમ્ વોહૂની બંદગીની મોટાઈ વિષે.

જરથુસ્ત્રએ અહુરમજદને પૂછયું: ઓ ઘણાજ વૃદ્ધિ કરનાર, હાડમંદ દુન્યાના પેદા કરનાર અશો અહુરમજદ! એવો કયો એક પૂરો કલાંમ છે જેમાં સઘળી ભલી ચીજો અને પવિત્ર મૂળમાંથી નીકળેલી સઘળી ચીજોની વખાણ છે?

અહુરમજદએ જવાબ વાળ્યો: ઓ સ્પિતમ જરથુશ્ત્ર! તે બંદગી અષેમ વોહૂની છે. જે કોઇ અષેમ વોહૂનો કલાંમ પૂરતાં યકીન અને ભક્તિભાવથી ભણે છે તે હું હોર્મજદની વખાણ કરેછે; તે શખ્સ પાણીઓની વખાણ ગાયછે, તે શખ્સ પૃથ્વિની વખાણ ગાયછે; તે શખ્સ ગોસ્પંદોની વખાણ ગાયછે; તે શખ્સ ઝાડપાંનોની વખાણ ગાયછે; તે શખ્સ મજદની પેદા કરેલી સઘળી ચીજો, પવિત્ર મૂળમાંથી જન્મ પામેલી સઘળી જણસોને વખાણે છે. કારણ કે તે સચ્ચાઈની બંદગી કરવાથી, તેમજ અહુન વઈર્ય ભણવાથી, ઓ જરથુસ્ત્ર! માણસનાં રવાંનનું તથા દીનનું કૌવત અને ફત્તેહ વધેછે. કારણ કે અષેમ વોહૂની તે એકલી બંદગીની કીંમત સો ગણી નીરાંતની ઊંઘ, ગોસ્પંદોના હજાર ગણા ખોરાક, નાહાના ગોસ્પંદોના દશહજાર ગણા ખોરાક અને સઘળાં રવાંનોના મિનોઈ જહાનમાં જઈ પોંહોંચવા જેટલી છે.

કઇવિખતે ભણેલી અષેમ્ વોહૂ બીજીવાર ભણેલી દશ અષેમ્વોહૂ કરતાં મોટાઈ ભલાંઈ અને ખુબસુરતીમાં ચઢયાતી છે?

અહુરમજદએ તેને જવાબ વાલ્યો કે, ઓ અશો જરથુસ્ત્ર! માણસ ભોજન કરતી વખતે હઉર્વતાત્ (ખોર્દાદ) અને અમેરેતાત્ (અમર્દાદ)નાં માનમાં એક અષેમ્વોહૂ સારા વિચારથી, સારા સુખનોથી અને સારાં કામોથી ભણે અને દુષ્ટ વિચારો, દુષ્ટ સુખનો અને દુષ્ટ કામોને તજી દે તો તે બંદગી બીજીવાર ભણેલી દશ અષેમવોહૂ કરતાં મોટાઈ, ભલાઈ અને ખુબસુરતીમાં ચઢયાતી છે.

કઈ વખતે ભણેલી અષેમવોહૂ બીજીવાર ભણેલી સો અષૅમ્ વોહૂ કરતાં મોટાઈ, ભલાઇ અને ખુબસુરતીમાં ચઢચાતી છે ?

અહુરમજદએ તેને જવાબ દીધો કે, ઓ અશો જરથુસ્ત ! માણસ નીચવેલો હોમનો રસ પીધા પછી સારા વિચારોથી, સારા સુખનોથી અને સારાં કામોથી, તેમજ દુષ્ટ વિચારો, દુષ્ટ સુખનો અને દુષ્ટ કામો તજી-દઈને એક અષૅમવોહૂ ભણે તો તે બીજીવાર ભણેલી સો અષૅમવોહૂ કરતાં મોટાઇ, ભલાઈ અને ખુબસુરતીમાં ચઢચાતી છે.

કઇ વખતે ભણેલી એક અષૅમવોહૂ બીજીવાર ભણેલી હજાર અષૅમવોહૂ કરતાં મોટાઇ, ભલાઈ અને ખુબસુરતીમાં ચઢચાતી છે ?

અહુરમજદએ તેને જવાબ દીધો કે, ઓ અશો જરથુસ્ત્ર ! બીછાણાં ઉપર સુવા જતાં અને ઊંઘ આવવાની વખતે સારા વિચારોથી, સારા સુખનોથી અને સારાં કામોથી તેમજ દુષ્ટ વિચારો, દુષ્ટ સુખનો અને દુષ્ટ કામો તજીને માણસ એક અષૅમવોહૂ ભણે તો તે બીજીવાર ભણેલી હજાર અષૅમવોહૂ કરતાં મોટાઈ, ભલાઈ અને ખુબસુરતીમાં ચઢચાતી છે.

કઈ વખતે ભણેલી એક અષૅમવોહૂ બીજીવાર ભણેલી દશહજાર અષૅ-મવોહૂ કરતાં મોટાઈ, ભલાઈ અને ખુબસુરતીમાં ચઢચાતી છે ?

અહુરમજદએ તેને જવાબ દીધો કે, ઓ અશો જરથુસ્ત્ર ! ઊંઘમાંથી બીદાર થતાં અને જાગૃત થતાં સારા વિચારોથી, સારા સુખનોથી અને સારાં કામોથી તેમજ દુષ્ટ વિચારો, દુષ્ટ સુખનો અને દુષ્ટ કામો તજીને માણસ એક અષૅમવોહૂ ભણે તે બીજીવાર ભણેલી દશહજાર અષૅમવોહૂ કરતાં મોટાઈ, ભલાઇ અને ખુબસુરતીમાં ચઢચાતી છે.

કઈ વખતે ભણેલી એક અષૅમવોહૂ મોટાઈ, ભલાઈ અને ખુબસુરતીમાં આપણી આ દુન્યા " ખનિરથ " તથા તેના સઘળા રેહેવાસીઓ, તેમનાં ઢોરો અને રથો સાથેની બરાબર છે ?

અહુરમજદએ તેને જવાબ દીધો કે, ઓ અશો જરથુસ્ત્ર ! માણસ પોતાની જીંદગીની છેલી ઘડીએ સારા વિચારોથી, સારા સુખનોથી અને સારાં કામોથી તેમજ દુષ્ટ વિચારો, દુષ્ટ સુખનો અને દુષ્ટ કામો તજી એક અષૅમવોહૂ ભણે તે મોટાઇ, ભલાઇ અને ખુબસુરતીમાં આપણી આ દુન્યા "ખનીરથ" તથા તેના સઘલા રેહેવાસીઓ તેમનાં ઢોરો અને રેથો-સાથેની બરાબર છે.

કઈ વખતે ભણેલી એક અષૅમવોહૂ મોટાઈ, ભલાઈ અને ખુબસુરતીમાં દુન્યામાં તથા આકાશમાં જે કાંઈ છે તે તેમજ આ જમીન અને પેલી રોશણીઓ અને અશોઈનાં તોખમની મજદની પેદા કરેલી તમામ જણુસોની બરાબર છે.

અહુરમજદએ. તેને જવાબ દીધો કે, ઓ અશો જરથુસ્ત્ર ! માણુંસ બુરા વિચારો, બુરા સુખનો અને બુરાં કામો તજીદેઈને તોજેશ દાખલ એક અષૅમવોહૂ ભણે તે મોટાઈમાં, ભલાઇમાં અને ખુબસુરતીમાં દુન્યા તથા આકાશમાંની સર્વે જણુસો તેમજ આ જમીન અને પેલી રોશણીઓ અને અશોઈનાં તોખમની મજદની પેદા કરેલી તમામ જણુસોની બરાબર છે.

---

# પ્રકરણ બીજું.

## મરણ પછી અશો મરદનાં રવાનનું શું થાયછે તે વિષે.

જરથુસ્ત્રએ અહુરમજદને પૂછ્યું કે, હાડમંદ દુન્યાના પેદા કરનાર ઓ અશો અને ઘણીજ વૃદ્ધિ કરનાર મિનો ! જ્યારે એક અશો મરદ મરણ પામે છે ત્યારે પેહેલી રાતે તેનું રવાંન ક્યાં રહે છે ?

ત્યારે અહુરમજદએ જવાબ દીધો કે, માથાં આગલ તે પોતાની બેઠક લે છે અને ઉશ્તવઈતિ ગાથા ભણતાં નીચે મુજબના આશીર્વાદના સુખનો બોલેછે. સુખી તે છે કે જેને પોતાની મર્જી પ્રમાણે રાજ્ય કરનાર અહુરમજદએ આશિર્વાદ આપ્યો. તેના રવાંનને તે જ્યારે દુન્યામાં હતો ત્યારે તેની આખી જીંદગીમાં જે સુખ તેણે મેલવ્યું હતું એટલું બધું સુખ એ એકજ રાતમાં તેને મળેછે.

બીજી રાતે તેનું રવાંન ક્યાં રહેછે ?

ત્યારે અહુરમજદએ જવાબ દીધો કે, માથાં આગલ તે પોતાની બેઠક લેછે અને ઉશ્તવઈતિ ગાથા ભણતાં નીચે મુજબના આશીર્વાદના સુખનો બોલેછે. સુખી તે છે કે જેને પોતાની મર્જી પ્રમાણે રાજ્ય કરનાર અહુરમજદએ આશીર્વાદ આપ્યો ! તેનાં રવાનને તે જ્યારે દુન્યામાં હતો ત્યારે તેની આખી જીંદગીમાં જે સુખ તેણે મેલવ્યું હતું એટલું બધું સુખ એ એક રાતમાં તેને મળેછે.

ત્રીજી રાતે વળી તેનું રવાંન ક્યાં રહેછે ?

ત્યારે અહુરમજદએ જવાબ દીધો કે, માથાં આગલ તે પોતાની બેઠક કરેછે અને ઉશ્તવઈતિ ગાથા ભણતાં નીચે મુજબના આશીર્વાદના સુખનો

બોલેછેઃ સુખી તે છે કે જેને પોતાની મર્જી પ્રમાણે રાજ્ય કરનાર અહુરમજદએ આશીર્વાદ આપ્યો ! તેનાં રવાંનને તે જ્યારે દુન્યામાં હતો ત્યારે તેની આખી જીંદગીમાં જે સુખ તેણે મેલવ્યું હતું એટલું બધું સુખ એ એક રાતમાં તેને મળેછે.

ત્રીજી રાત પૂરી થઈને બામદાદ થતી વેલાએ તે અશો મરદનું રવાંન મીઠા સુગંધનાં ઝાડોની ગટા હેઠલ આવેછે અને ત્યાં તેને મીઠી સુગંધ મળેછે. તેને વધુ દક્ષિણ દિશાએથી પવન ફુંકતો લાગેછે, અને તે પવન બીજા સઘલા પવનો કરતાં તેને વધુ મીઠો માલમ પડેછે. અને તે મીઠો પવન નાક વાટે દમમાં લેઈને તે અશો મરદનું રવાંન વિચારે છે કે, આ પવન ક્યાંથી આવેછે; મેં કદી દમમાં નહી લીધેલો એવો આ સુગંધી પવન ક્યાંથી ફુંકેછે ? તે પવનની સાથે તેને પોતાનું અંતઃકરણ એક ખુબસુરત, પ્રકાશીત, સફેદ હાથવાલી, જોરાવર, સારાં ઘટમની, ઊંચાં કદની, સારી ધાઈઓવાલી, સનોબરના ઝાડ જેવી સીધી, ઉમદા, પ્રકાશીત ચેહરાની, પંદર વરસની ઊંમરની અને દુન્યાનાં સર્વેથી ખુબસુરત પ્રાણીઓ કરતાં વધુ ખુબસુરત કન્યાના આકારે આવતું દીસેછે.

પછી તે અશો મરદનું રવાન તેને પુછે છે કે, મેં કદી દીઠેલી નહીં એવી જે અતી ખુબસુરત કન્યા તું કોણ છે ?

અને તેણી કે જે તેનું અંતઃકરણ હતી તે બોલીકે, ઓ ભલા વિચારોના, ભલા સુખનોના, ભલાં કામોના અને ભલા ધર્મના જવાંન ! હું તારૂં પોતાનું અંતઃકરણ છું. જે મોટાઈ, ભલાઇ, ખુબસુરતી, મીઠા સુગંધ, ફતેહમંદ કૌવત અને ખુસીસાથનો તું મને દીસે છે તે માટે દરેક જણે તને ચાહ્યો છે, અને તેજ પ્રમાણે ભલા વિચારો, ભલા સુખનો, ભલાં કામો તથા ભલાદીનના ઓ જવાંન ! જે મોટાઈ, ભલાઈ, ખુબસુરતી, મીઠા સુગંધ અને ખુશીસાથે હું તને દેખાઊંછું તે માટે તેં મને ચાહી છે. જ્યારે તું કોઇને (મુર્દા) બાલતાં અને મૂરતીપુંજાના કામ કરતાં, તથા જુલમાત ગુજારતાં અને ગરીબો સામે પોતાનાં બાર્ણાં બંધ કરતાં જોતો ત્યારે તું ગાથા ભણતો અને ભલા પાણીઓ તથા અહુરમજદના આતસની ક્રિયા કરતો તથા નજદીકથી તેમજ દૂરથી આવેલા અશો મરદને ( અશોદાદ આપી ) ખુશી કરતો. હું પયારવંતી હતી અને તેં મને વધુ પયારવંતી કરી હતી; હું સોહાંમણી હતી અને તેં મને વધુ સોહાંમણી કરી હતી; હું ચાહાવા લાયક હતી; અને તેં મને વધુ ચાહાવા લાયક કરી હતી હું ઊંચી જગાએ ( પંક્તીએ ) બેસનારી હતી અને તેં આ ભલા વિચાર, ભલા સુખન અને ભલાં કામથી વધુ સારી જગાએ મને બેસ્તી કરી હતી.

આ રીતે હું હોર્મજદની માણસો બંદગી કરેછે; હું કે જેની લાંબો વખત થયો બંદગી થતી તથા સલાહ લેવાતી આવીછે, એ પછી તે અશો મરદ આગલ વધીને પેહેલું પગલું હુમત (બેહેસ્ત) માં મેલેછે; પછી તે આગલ વધીને બીજું પગલું હુખ્ત ( બેહેસ્ત )માં મેલેછે; ત્યાંથી આગલ વધી ત્રીજું પગલું તે •હવર્સ્ત ( બેહેસ્ત ) માં મેલેછે અને ચોથી વાર તે અશો-મરદ હમેશગીની રોશણીવાલાં ગરોથમાંનમાં જાયછે.

એ પછી તેની આગમચ ગુજરેલાં એક અશોમરદનું રવાંન તેને પૂછે છે કે " ઓ તું અશોમરદ તું કેમ મરણ પામ્યો ? હાડમંદ દુન્યામાંથી મીનોઈ દુન્યામાં, ફાંની દુન્યામાંથી અમર્ગ દુન્યામાં દોરો અને તરેહવાર મોઝમઝા-સાથનાં ઘરબાર છોડીને તું અશો કેમ આવ્યો? તને કેટલું લાંબું સુખ મળશે?"

અહુરમજદ કહેછે કે, તું જે પુછેછે તે એ રવાંનને ના પૂછ કારણ કે તે શરીર અને રવાંનને છુટાં થવાના ભયંકર, નાશકારક અને ધાસ્તીકારક રસ્તા ઉપરથી છેક હમણાજ આવ્યુંછે. ઝરેમય તેલ ( અમૃત )નો ખોરાક તેને લાવી આપો; ભલાવિચારો, ભલા સુખનો અને ભલાં કામોવાલા જવાંન મરદ માટે, તે મરણ પામવા પછી એ ખોરાક છે; ભલાવિચાર, ભલા સુખન અને ભલાં કામોવાલી, સારા તત્વની અને પોતાના ભર્થારને તાબેદાર રહેલી ઓરત માટે તેણી મરણ પામવા પછી એ ખોરાક છે.

---

## પ્રકરણ ત્રીજું.

### એક પાપી રવાંનની મરણ પછીની હાલત વિષે.

જરથુસ્ત્રએ અહુરમજદને પૂછ્યું કે, હાડમંદ દુન્યાના પેદા કરનાર ઓ અશો અને ઘણીજ વૃધ્ધી કરનાર મીનો અહુરમજદ ! જ્યારે એક પાપી માણુસ મરણ પામેછે ત્યારે તેનું રવાંન તે ( પેહેલી ) રાતે ક્યાં રહેછે ?

ત્યારે અહુરમજદએ જવાબ દીધો કેઃ ઓ અશો જર્થોસ્ત ! તે માથાંની નજદીક દોડતું ફરેછે અને કાંમ નમેજાંમ્ ગાથા ભણતાં બોલેછે કે, કઈ ભૂમી તરફ હું જઇશ, કોણુની આગલ અરજ ગુજરતો જાઉં ? પોતાની આખી જીંદગીમાં તે રવાંને જે સંકટ ભોગવ્યું હોયછે તે સઘલું તે એક રાતમાં તેને ભોગવવું પડેછે.

બીજી રાતે તેનું રવાંન ક્યાં રહેછે ?

ત્યારે અહુરમજદએ જવાબ દીધો કે, ઓ અશો જર્થોસ્ત ! તે માથાંની નજદીક દોડતું ફરેછે અને કાંમ્ નમેજાંમ્ ગાથા ભણતાં બોલેછે કે, કઈ

ભૂમિ તરફ હું જઇશ, કોણુની આગલ અરજ કરતો જાઉં ? પોતાની આખી જીંદગીમાં તે રવાંને જે સંકટ ભોગવ્યું હોયછે તે સઘલું તે એક રાતમાં તેને ભોગવવું પડેછે.

ત્રીજી રાતે તેનું રવાંન ક્યાં રહેછે ?

ત્યારે અહુરમજદએ જવાબ દીધો કે, ઓ અશો જર્થોસ્ત ! તે માથાંની નજદીક દોડતું ફરેછે અને કાંમ નેમેજાંમ્ ગાથા ભણુતાં બોલેછે કે, કઈ ભૂમિ તરફ હું જઈશ, કોણુની આગલ અરજ કરતો જાઉં ? પોતાની આખી જીંદગીમાં તે રવાંને જે સંકટ ભોગવ્યું હોયછે તે સઘલું તે એક રાતમાં તેને ભોગવવું પડેછે.

ત્રીજી રાતની આખેરે બામદાદ થતાં, ઓ અશોજરથુસ્ત્ર ! તે પાપી મરદનું રવાંન આફતો અને ગંધોમાંથી પસાર થતું માલમ પડેછે; તેને લાગેછે કે, ઉત્તર દિશા તરફથી બીજા સઘલા પવનો કરતાં વધુ, ગંધીલો પવન વાયછે; તે પવન નાક વાટે દમમાં લઇ તે પાપીનું રવાંન વિચાર કરે છે કે એ પવન ક્યાંથી આવેછે; એ પવન એટલો બધો ગંધીલો છે કે જેવો મેં આગલ કદી દીઠો ન હતો. ?

તે પાપી રવાંન આગલ વધતાં પેહેલું પગલું દુશ્મત (દોજખ)માં મેલેછે; ત્યાંથી આગલ વધતાં બીજું પગલું દુજુખ્ત (દોજખ)માં મેલેછે ત્રીજું પગલું તે દુજખ્તવસ્ત (દોજખ)માં મેલેછે અને ચોથે પગલે તે અગણીત અંધારાંનાં દોજખમાં દાખલ થાયછે.

એ પછી તેની આગલ ગુજરેલા એક પાપીનું રવાંન તેને પૂછે છે કે "ઓ પાપી મરદ તું કેમ મરણ પામ્યો ? હાડમંદ દુન્યામાંથી મીનોઈ દુન્યામાં, ફાંની દુન્યામાંથી અમર્ગ દુન્યામાં ઢોરો અને તરેહવાર મોજમઝા સાથનાં ઘરબાર છોડીને ઓ પાપી તું કેમ આવ્યો ? તને કેટલો વખત સંકટ ખમવું પડશે !"

ત્યારે જુઠો અહ્‌રમઈન્યુ બુમ પાડેછે કે, તું જે પૂછે છે તે એ રવાંનને ના પૂછ કારણ કે શરીર અને રવાંનને છુટાં થવાના ભયંકર, નાશકારક અને ખારતીકારક રસ્તા ઉપરથી તે છેક હમણાંજ આવી લાગ્યુંછે. તેને ખોરાક તરીકે ઝેર અને ઝેરી દુર્ગંધ લાવી આપો: દુષ્ટવિચાર, દુષ્ટ સુખન અને દુષ્ટ કામો તથા દુષ્ટ મહજબનાં જવાંન માટે તેનાં મરણ પછી એજ ખોરાકછે; દુષ્ટ વિચાર, દુષ્ટ સુખન અને દુષ્ટ કામની, દુષ્ટ ધર્મની, ખરાબ તત્વની અને ભર્થારને નાફર્માન ઓરત માટે તેણીનાં મરણ બાદ એજ ખોરાક છે.

---

# એકવીસ નસ્કો.



જર્થોસ્તિ ધર્મમાં, ધર્મને લગતી એકવીસ કેતાબો અથવા નુસ્કો છે; અને તે સ્પિતમાન જરથોસ્ત દાદાર હોરમજદની દરગાહેથી લાવ્યા હતા, એવો સાધારણ રીતે સઘલા જરથોસ્તિઓમાં વિગારછે. પણ એ નુસ્કોનાં નામ તથા તેમાં જણાવેલી જુદી જુદી કીંમતી બાબદોથી ઘણા ખરા જરથોસ્તિઓ બીનવાકેફ છે, માટે એ કેતાબો વિષેનો નીચલો ટુંક હેવાલ તેમણે માટે જાણવા જોગ થઈ શકશે. અલબતાં એ નુસ્કોનો મોટો ભાગ તો, ઇરાની શેહેનશાહાતનાં પડી ભાગવા સાથ તારાજ થઈ ગયલો હોવાથી, આપણે તેનું અસલ લખાણ મેલવવાને તો બેનશીબ છિયે, પણ કેટલીક પેહેલવી કેતાબો હાલ મોજુદ છે, તે ઉપરથી અને મુખ્ય કરી "દીની-વજર કર્દ" ઉપરથી તેનો નીચે પ્રમાણેનો હેવાલ મલી શકેછેઃ—

યથા અહૂ વઈર્યોના જે ૨૧ શબ્દો છે, તેજ એ એકવીસ નુસ્કનાં નામ છે.

૨૧ નુસ્કનાં નામ.

એ નામો હેઠલ પ્રમાણે છેઃ—યથા, અહૂ, વઈર્યો, અથા, રતુશ, અષાત્, ચીત્, હચા, વંઘેહેઉશ, દજદા, મનંઘ્હો, શક્યઓથ્નનામ્, અહ્-હેઉશ, મજદાઈ, ક્ષથ્રેમ્ચા, અહુરાઈ, આ, યિમ્, દ્રેગુબ્યો, દદત્, વાસ્તારેમ્, આ સઘલાં જંદ નામો છે, અને એને મલતાં પેહેલવી નામો આ પ્રમાણે છેઃ—સૂદ્કર, વર્ષ્ટ માન્સર, બકો, દામ્દાદ્, નાદર, પાજક્ અથવા પાછ્, રતોષ્ટાઈટિ, બરીશ, કશ્કીસ્રોબો, વિષ્ટાસ્પસાસ્તો, વષ્ટી અથવા દાદક્, ચિદ્રષ્ટો, સ્પેન્દ, બકાં-યસ્તો, નીકાદૂમ, દૂબાસ્રૂજદ અથવા દૂબાસ્રૂદ, હૂસ્પારમ્, સકાદૂમ્, વીક-દેવ-દાદ્, હાદોખ્તો, સ્તૂદ્-યસ્તો.

યથા અથવા સૂદકર્.

સૂદ્કર્ (ફાયદો કરનાર) નુસ્ક જેને રવાયતમાં સ્તુદ્ગરને નામે ઓલખેલુંછે, તેમાં ૨૨ પ્રકરણ હતાં. એ મધે બંદગી કરવાની, નેકીની રાહે અમલ કરવાની, સારાં કામો કરવાની, ઈશ્વર ઉપર ચિત્ત રાખવાની, સગાંઓમાં સુલેહ વધારવાની બાબદો વિષે લખાંણ કરેલું હતું.[1]

(૧) દીનકર્દમાં જણાવવા મુજબ સંપૂર્ણ મજદયસની શાહીત્ય એ કેતાબમાં સમાયલું હતું. દીનકર્દની આઠમી કેતાબમાં એના વિષે ટુંક ઇનતેખાબ આપી નવમી કેતાબમાં એ નુસ્કની દરેક ફર્ગેરદની વીગત સમાવી છે, જે ઉપરથી એ નુસ્કની સાતમી ફર્ગેરદમાં આવેલી નીચલી

આ નુસ્ક જે રવાયતમાં વહિષ્ટ-માન્સ્રહને નામે ઓલખાયલુંછે, તેમાં પણ ૨૨ પ્રકરણુ હતાં, અને તેમાં મજદયસ્નિ ધર્મ ઉપર વિશ્વાસ રાખી તે ઉપર શા માટે ધ્યાન આપવું જોઇયે તે વિષે, ધર્મિ થવા વિષે, જરથોસ્તની દુવા તથા વખાણનો ઉપયોગ કરવા વિષે, તેમજ જરથોસ્તની આગમચ થઈ ગયલા સઘલા સારા બનાવો તથા જરથોસ્તની પછીથી નવી દુનિયા હસ્તીમાં આવે ત્યાં સુધીમાં બનનારા બનાવોનું વર્ણન કરેલું હતું.

અહુ અથવા વહૂ-માન્સર.

આ નુસ્કને રવાયતમાં બાઘ્નાં નામથી ઓલખેલું છે, અને તેમાં ૨૧ પ્રકરણુ હતાં. એ મધે મજદિયસ્ન ધર્મની સમજ તથા અહુરમજદે માણુસ જાતને શીખવેલા વિચારોનું વર્ણન કરેલું હતું, તથા તે ઉપરાંત માન આપવા વિષે, ન્યાય કરવા વિષે, એક ન્યાયાધીશે પોતાની ફરજ બરાબર રીતે કેમ બજાવવી તે વિષે, અને ખોટા વિચારો દૂર કરી સારા વિચારો સંપાદન કરવા વિષે વીસ્તારેલું હતું.[2]

વઈર્યો અથવા બકો.

આ નુસ્ક હાઽદહ-હમાસ્તને નામે રવાયતમાં ઓલખાયલું છે, અને એમાં ૩૨ પ્રકરણુ હતાં સ્વર્ગ અને સ્વર્ગમાં રેહેનારાઓ, સારૂં અને માઠું, માનવજાતની હસ્તી, આકાશ અને ભૂમી, પાણીમાં ઉત્પન્ન થતી સઘલી જણુસો, આતસ અને ભાજીપાલો, માણુસો અને પશુઓ, સાંપો તથા પક્ષિઓ વગેરેની સમજ એ નુસ્કમાં આપી હતી, તથા તે ઉપરાંત મરણ પછી દરેક માણસે પોતાનાં કર્તુકનો જવાબ આપવાવિષે, ચિન્વત પુલ આગલ થતા ઈનસાફ વિષે, સારી ચાલનાં

અથા અથવા દામ્દાદ.

---

જાણવાજોગ વીગત મલે છે: 'સાતમી ફર્ગરદ તા—વે—સો (અવસ્તા તા—વે—ઉર્વાતા) જરથોસ્તી હજારાની ચાર મુદતોની ખાસીયત જર્થોસ્તને હોર્મજદે બતાવવા વિષેની હતી. પેહેલો સોનેરી જમાનો કે જેમાં હોર્મજદે જર્થોસ્તને ધર્મ દેખાડયો હતો. બીજો રૂપેરી જમાનો કે જેમાં વિશ્તાસ્પે જર્થોસ્તથી ધર્મ મેલવયો હતો. ત્રીજો પોલાદી જમાનો જેમાં અશોઈની સ્થાપના કરનાર મારસ્પેન્દનો છોકરો આતરો—પાદ જનમ્યો હતો. ચોથો જમાનો લોખંડ સાથે ભેલાયલો છે જેમાં નાસ્તિકો અને બીજા લુચ્ચાઓની સત્તાનો ફેલાવો ઘણો છે તથા તે સાથે ધર્મની સત્તાનો નાશ છે, દરેક પ્રકારની ભલાઈ તથા નેકી નબળી થશે અને ઈરાંનને લગતા મુલકોમાંથી માન અને ડાહાપન જતાં રેહેશે. એ મુદતમાં અશો લોકોને ઘણી વેદના ખમવી પડશે.'

(૨) દીનકર્દની નવમી કેતાબમાં આ નસ્કનું જે વર્ણન આપયું છે તે મુજબ એ નુસ્કમાં ઘણાંજ નજદીકનાં સગાઓમાં લગન કરવાનાં સારા કામની તાકીદ કરી છે.

માણસોને ઇનામ આપવા અને પાપીઓને સજા કરવા વિષેનું કેટલુંક વર્ણન કરેલું હતું.[3]

રતુશ્તુ અથવા નાન્દર.

આ નુસ્કમાં ૩૫ પ્રકરણો હતાં, અને તેમાં તારા અને ગૃહો, તેમની સારી નરસી અસર, ચાંદરાત વગેરે વિષે લખાણ કરેલું હતું. આ નુસ્કનો ફારસિ તથા આરબી ભાષામાં તરજુમો કરેલોછે, અને તે ફારસિમાં "કપામજાન" અને આરબી ભાષામાં "બુતાલ" ને નામે ઓળખાયછે.

અષાત્ અથવા પાજક.

પાજમનાં નામથી આ નુસ્ક રવાયતમાં ઓલખાયુંછે અને એમાં જુદાં જુદાં ૨૨ પ્રકરણો હતાં. પશુઓ તથા મેંઢાઓને કેવી રીતે મારવાં, કઈ જાતના પશુઓને ખાવાં અને કઈ જાતનાને નહીં ખાવાં, અને મરણ પામવાની અણી ઉપર આવેલાં મેંઢાંને કેવી રીતે મારી નાંખવું તે બાબદની એમાં સમજ આપેલી હતી. જેમ ધુંબારની ક્રિયા પાછળ વધારે ખરચ કરવામાં આવે તેમ વધારે બદલો મલે તે વિષે, દસ્તુરો, મોબેદો,અને હેરબદો, તેમજ સારૂં કામ કરવાથી પાછલ ન હટે એવા શખ્સોને કેટલી બખશેસ કરવી જોઈયે તેવિષે, જે કોઇ ધુંબારની ક્રિયા કરી કોઇ ગુજરેલાંને નામનો શ્યાવ ફેલાવે, તે શખ્સનું મરતી વેળાએ તથા સ્વર્ગમાં શું થાયછે, તથા તે કેવાં ઇનામને પાત્ર થાયછે તેવિષે, પરેહજગાર ગુજરેલાં સગાંઓ માટે પોશાકનું દાન કરવા વિષે તથા તેમના માટે બંદગી કરવાવિષે તથા ફરવરદેગાનના મોટા પાંચ તથા ન્હાના, પાંચ મલી દશ દીવસો ઉપર સારાં કામો કરવાની ફરજ વિષે આ નુસ્કમાં બયાન કર્યુંછે.[4]

---

(૩) કામાહ બારાહની રવાયેતમાં આ નસ્કની વીગત નીચેમુજબ આપે છે: પાંચમા નસ્કનું નામ ફાઝદહ હોમાસ્ત છે જેનો અર્થ "મદદ માટેની ચોપડી" એવો થાય છે. આ ચોપડીમાં ૩૨ કર્દો છે જે તે સર્વ શક્તિવાન અશો પેદા કરનારે શ્રેષ્ટ દુન્યા અને હલકી દુન્યાના પ્રાણીઓની યાદગારીમાં મોકલી આપ્યા છે અને તેમાં તેમનું પોતાનું તથા આકાશ પૃથિવ અને પાણી, ભાજીપાલા તથા આતશ, માણસો અને પશુઓ, ચરતાં અને ઉડતાં જનાવરો વીશે ઘણાજ પવીત્ર અને સર્વ શક્તિવાન દાદારે જણાવ્યું છે તથા તેમના ફાયદા અને ઉપયોગ માટે જે કાંઇ તેણે ઉતપંન કર્યું છે તેનું વર્ણન કર્યું છે. એ બાદ તેમાં કયાંમત અને સ્વર્ગ વિષે અને કયાંમત વખતે ભલાં બુરાં કામો કરનારાઓનું વર્ણન છે.

(૪) દીનકર્દમાં આ નુસ્ક બાબદ નીચલું વર્ણન મલે છે: પાજિ અથવા પાઝમમાં રૂતુઓને લગતા તેહેવારો (ગહમ્બારો) ઉપર આતશ અને પાણીની ક્રિયાઓના સંબંધમાં જનાવરોને દીનના કાયદા પ્રમાણે કેમ કાપવાં તેની વીગત આપી છે; વલી આ ગહમ્બારોની

ચીતૂ અથવા રતોશ્તાઇટિ.

આ નુસ્ક જેમાં ૫૦ પ્રકરણો હતાં, તે રવાયતમાં રતુશ્તાઈનાં નામથી ઓલખાયછે. નોકરી કેવી રીતે બજાવવી, પોતાના હાથ હેઠલનાઓને હુકમો કેમ આપવા, અને રાજાઓ, ધર્મના વડા ઉપાધ્યાઓ અને ન્યાયાધીસોને તાબે રેહેવા વિષે, શેહેરોનો બચાવ કરવાવિષે, પશુ પંખીઓને કેમ પકડવાં તેવિષે, હોરમજદની પેદા કરેલી જણસો કઇ અને હારેમનની પેદા કરેલી કઇ તેવિષે તથા સઘલા સમુદ્રો, પાહાડો, અને જમીનો વગેરે વિષે એ કેતાબમાં વર્ણન કરેલું હતું.[૫]

હચા અથવા બરીશ.

આ નુસ્કમાં ૬૦ પ્રકરણો હતાં, અને તેમાં રાજાઓએ રાજ કેમ ચલાવવું તથા ધર્મના ઉપાધ્યાઓએ ધર્મના ફર્માનો કેમ આપવાં તેવિષે તેમજ પૃથ્વિની સંભાલ લેવા અને દરેક નવા શેહરને આબાદ કરવા વિષે, તથા જુઠાં, પાપી અને બદ માણસોનું વણંન આપેલું હતું.[૬]

---

ક્રિયા કયારે, કયાં અને કેમ કરવી તે તેમજ તેના ફાયદાઓ અને ક્રિયા કરનાર ધર્મગુરૂઓની ફરજો વર્ણવી છે. દિવસો, મહીનાઓ અને વરસો તથા ઉનાલા અને શીયાલાના ચક્રાવા અને શીયાલાની આખેરના દશ દિવશો કે જયારે ફરોહરો આ દુન્યાની ભેટ લેછે તે બાબદ તથા તે વેલાએ શું ક્રિયા કરવી તેની વીગત તેમાં છે. વેદાંને લગતો ભાજીપાલેઃ કયારે ભેગો કરવો તે વિષે, આત્માને લગતાં તરેહવાર પાપોની તોજેશ કરવાની જરૂર અને એવી તોજેશ કરવાથી નીપજતા ફાયદા તથા તોજેશ નહીં કરવાથી નીપજતી ઈજા વિષે તેમાં જણાવ્યું છે. મીનોની તથા ગેતીની દુન્યાના તેત્રીસ મુખ્ય સરદારો વિષે, મોટાં ભલાંકામોના ચમતકારો અને નાસ્તીકપણાંનાં ભયંકર પાપવિષે તેમાં દરશાવ્યું છે. એક ઓરત પોતાના ભર્થારની મીલકત કેટલે દરજજે આપી દેઈ શકે અને ભરથાર તે પાછું કાયદા સર રીતે કયારે વસુલ કરી શકે વગેરે તેમાં જણાવ્યું છે.

(૫) દીનકર્દમાં કહે છે કે, રતૂશ્તાઇતી એ કર્યા વગર નહી ચાલે એવી ધર્મની ક્રિયાઓ, પવિત્રાઈ આપનાર એક ધર્મગુરૂની લાયકાત અને અતી ઉત્તમપણાંનાં કારણ, તથા હફ્તેકેશ્વર જમીનના ધર્મગુરૂઓની નાલાયકાતને લાયકાત અને અતીઉત્તમપણાંથી કેમ પીછાણવી, અમ્સાસ્પન્દોનું ભેગા થઈ દેખાવું, ફરેશ્તાઓની આરાધનાના કલામો અને તે કેમ વાપરવા, ક્રિયાઓમાં રોકાતા બંને મોબેદો (જોતી અને રાશ્વિ) એ ક્રિયા કરતાં કેવી રીતે બેસવું અને તેઓએ શું કામ કરવાં, ભલાં કામોની મોટાઇ અને તે રાજીખુશીથી કરવા, રાજીખુશી કેટલા પ્રકારની હોય છે અને હાડમંદ દુન્યાના વિચારો, શબ્દો અને કામો સાથે અહુરમજદનું નજદીકપણું હોવા વિષેનો નીબંધ છે.

(૬) દીનકર્દમાં કહે છે કે, ચિદ્રશ્તો નુસ્ક માણસજાતની તવારિખ વિષે છે; અહુરમજદે પેહેલા શખ્સ ગયોમર્દને કેમ પેદા કર્યો, પેહેલું જોડું મશ્ય અને મશ્યોઈ કેમ ઉત્પંન

એ નુસ્ક જે રવાયતમાં કશોબનાં નામથી ઓલખાયુંછે, તેના ૬૦ બાબ હતા અને તેમાં દાહપણ અને જ્ઞાન વિષે, છોકરાં પેદા થવાનાં કારણવિષે, ડાહપણવાલા કેમ થવું, પવિત્રાઈ કેમ રાખવી, સાચું બોલવું, માણસોને ખરાબ રસ્તેથી સારે માર્ગે લાવવા વગેરે બાબદોનું વર્ણન કરેલું હતું.

વંધ્ધહેઉશ્ અથવા કશ્ કોસ્રોખો.

રવાયતમાં આ નુસ્કને વિષ્ટાસ્પશાહ અથવા વિષ્ટાસ્પ કરી કહેછે, અને તેમાં ગુસ્તાસ્પ પાદશાહનાં રાજ્યનો હેવાલ સમાવેલો હતો, તથા એવું જણાવેલું હતું કે, સ્પિતમાન જરતોસ્ત આપણો ધર્મ હોર્મજદની દરગાહથી લાવ્યો હતો, અને રાજા વિષ્ટાસ્પે (ગુસ્તાસ્પે) તે કબુલ રાખી દુનિયામાં ચાલુ કરાવ્યો હતો.

દજદા અથવા વિષ્ટાસ્પ-સાસ્તો.

આ નુસ્કના પેહેલા ભાગમાં હોરમજદના જુદા જુદા ખેતાબોની સમજ વિષે તેમજ ધર્મમાં જે સારાં કામો કરવાની આપણા ઉપર ફરજ નાખેલીછે તેનો ખુલાસો કરેલો હતો. બીજા ભાગમાં ધર્મની સચ્ચાઇ વિષે તથા બદીથી પરેહેજ રેહેવા વિષેનું વર્ણન કરેલું હતું. ત્રીજા ભાગમાં કરજદાર માણસો વિષે તથા દોજખ-

મનંધહો અથવા વષ્ટી.

---

થયું અને આ "ખનિરથ" દુન્યા વસ્તીથી તદન ભરાઈ જવા પછી આસપાસની છ દુન્યામાં વસ્તી કેમ ગઈ અને તેણે આખી દુન્યાને કેમ ફલરૂપ કરી તે બીના તેમાં છે. હોસંગ, તખ્મો ઉરુપો (તેહેમુરશ) અને યિમ (જમશિદ)નાં પેશદાદ્યન વંશ, હોશંગના ભાઈ અને આરબોના પિતા તાજના વંશવાલા દહાક (જુહાક)નું બુરૂં રાજ્ય, ફરેદુન જેણે "ખનિરથ" દુન્યાને પોતાના ત્રણ છોકરાઓ સલમ, તુર અને અઇરિચ જેઓ આરબોના રાજા પાતસ્રોબોની દીકરીઓ વેરે પરણ્યા હતા તેમને વેંહેંચી આપી, પછી અઇરિચના નબીરા માનુશ્ચિહર (મિનોચેર), તુરાનના હાકમ ફ્રાસ્યાવ (અફ્રાસ્યાબ)નું ઘાતકી રાજ્ય, પછી માનુશ્ચીહરના એક વંશજો આઊિઝોબો તુમાસ્પ્યન, પછી કયકવાદ અને કર્સાસ્પોનાં ઘાતકી રાજ્ય વિષે તેમાં વિગત આપી છે- કાઈ-ઉશ (કેકાઉશ), સિયાવક્ષના છોકરા કઇ-ખુસ્રોબ વિષે, ઈરાંન, તુરાંન અને સલમાનના કઇ-લોહરાસ્પ અને કઇ-વિશ્તાસ્પ સુધીના વખતની મશ્હુર જાતોને લગતી વારતાઓ સાથે વર્ણન કર્યું છે. પેગમ્બર જરતુશ્ત વિષે અને ફ્રેદુનનાં રાજ્ય અમલથી તે જરતુસ્તને અહુરમજદ સાથે મુલાકાત થઈ ત્યાં સુધીના જમાના અને બનાવોનું એમાં બયાંન કર્યું છે. માનુશ્ચીહર, નોદર અને બીજાઓનાં વંશોની વીગત એમાં છે. ભવિષ્યના બનાવો અને દુન્યાનાં કયાંમત વિષે; ધંધો કરવાનાં, ચીન્તા રાખવાના અને ઉદ્યોગ કરવાનાં જ્ઞાનનું ફળ, દુશમનને ઈજા નહીં આપવાની માણસજાતની વાકેફી, શરીરની જાલવણી કરવા, અને જરતુશ્તની આગમચ અને પછીના વખતમાં આત્માનો છુટકારો થવા વિષેની હકીકત એમાં સમાવી છે.

માંથી સેવટનો છુટકો મેલવવા વિષેની બાબદ સમાવેલી હતી. ચોથામાં પૃથ્વિ પેદા થવા વિષે, ખેતી કરવાવિષે, ખજુરી તથા મેવાનાં બીજાં ઝાડો ઉગાડવા વિષે, માણસો તથા ઢોરોનું મુખ્ય બળ શાનું છે તે વિષે, નેક રાહે ચાલનારાઓ તથા દસ્તુરો વગેરેને તાબે થવા વિષે જણાવેલું હતું. પાંચમા ભાગમાં માણસોની જુદી જુદી પદવીઓ જણાવેલી હતી. પેહેલી પદવીમાં રાજાઓ, ન્યાયાધિશો અને ધર્મગુરૂઓ; બીજીમાં દેશની સંભાલ રાખી દુશ્મનો ઉપર હુમલા કરનારાઓને; ત્રીજીમાં વાસ્ત્રશાન અથવા ખેડુતોનો અને ચોથીમાં જે વેપારીઓ ચાલાકીથી ધંધો કરી ખોટમાં આવતા નથી, પણ જેઓ પોતાની આવકનો દશમો ભાગ દસ્તુરને તથા રાજાને આપેછે, ગુંઠન મંડીએ બેસી ઈશ્વરનું ભજન કરેછે, અને જેઓ પોતાનાં સેવટનાં ઇનામ દાખલ સ્વર્ગને ગણેછે, તેઓને ગણેલા હતા. એ ઉપરાંત. આ નુસ્કના ભાગોમાં શું શું હતું તે માલમ પડયું નથી.

સકયઓ થનનામ અથવા ચિહ્રષ્ટો.

સુવાવડનેલગતી હકીકત જણાવવાને તથા માણસ જાતના જણમથી તેનાં મરણસુધી ન્હાની મોટી પંક્તિ ઉપર તે શી રીતે આવેછે તેનો ખુલાસો કરવાને દાદાર હોરમજદે આ નુસ્ક માણસજાત ઉપર મોકલ્યું હતું.

અંઘ્રંહેઉશ્રૂ અથવા સ્પેન્દ.

એ મધે સ્પિતમાન જરથોસ્ત તેની માદર દોગ્દોને પેટે જણમ્યા પછીથી તે દશ વરસની ઉમરના થયા ત્યાંસૂધીનો તેના વિષેનો હેવાલ આપેલોછે. જે કોઇ દસ્તુર અથવા મોબેદ ખરાં અંતઃકરણથી આ નુસ્ક પઢે તે પોતાને માટેની અથવા બીજાઓને માટેની ચાહે તે ઉમેદમાં પાર પડી શકતો હતો એમ જણાવેલું છે.[7]

---

(૭) દીનકર્દમાં જણાવે છે કે, સ્પન્દ નસ્ક જરતુશ્તના જન્મ વિષે તથા તેની હૈયાતી, ફરોહર અને કીર્તિ વિષે, તે કેવી રીતે પેદા પડયો તે વિષે, બે મિનોંઇ શક્તિઓ—સારી શક્તિ તેનું રક્ષણ કરવા અને બુરી શક્તિ તેનો નાશ કરવા આવી અને તેમાં સારી શક્તિ ફતેહમંદ થઈ તે વિષે; ૩૦ વરસની ઊંમરે તે અહુરમજદની મુલાકાતે ગયો અને દશ વરસમાં તેણે સાત મુલાકાતો તેની સાથે કરી તે વિષે, એ પ્રસંગે અમ્સાસ્પન્દોને તેણે પૂછેલા સાત સવાલો વિષે, તેનામાં સર્વજ્ઞાની ડાહપન દાખલ થવા વિષે તેનો બેહેસ્ત, દોજખ અને હમેસ્તગાંન દેખાડવામાં આવ્યાં તે વિષે, પાપ અને સવાબના કામોના લેવાતા હીસાબ, ભવિષ્યની જીંદગી, કયામત આવવા સુધી ધર્મનું દુન્યામાં શું થશે તે તથા તેના ત્રણ છોકરાઓ જેઓ છેલા ત્રણ પેગમ્બરો થશે તેમનાં જનમ વિષે તેમાં વર્ણન છે.

હોરમજદ કોણ અને કેવા દરજ્જાનો છે તે વિષે, જુદી જુદી વખત

**મજ્દાઈ અથવા બકાંયસ્તો.**

ક્યારે થાયછે અને હોરમજદથી ફાયદા હાંસલ કરવા માટે તેની ગેહોનો બંદગી કરવા વિષે અને દરેક અમ્સાસ્પંદ કેવા દેખાવનોછે તે વિષે એ મધે વર્ણવેલું છે.[૮]

દોલત કેમ એકઠી કરવી તથા સંભાલવી, પૃથ્વિઉપર કઈકઈ જણસો નિ-

**ફ્રગેમૃયા અથવા નીકાદુમ.**

ર્દોષછે, દોજખમાંથી છુટકો કેમ મેલવવો તથા સારે માર્ગે કેમ ચાલવું, તથા માણસનાં મગજ અને શરીરમાં શું છે તેવિષે એ નુસ્કમાં ખોલાસો કરેલો હતો.[૯]

**અહુરાઈ અથવા દુબાસૃજદ.**

આ નુસ્કમાં સગાં સગાંઓમાં લગન કેમ કરવાં તેનું વર્ણન આપેલું હતું.[૧૦]

---

(૮) દીનકર્દમાં કહેછે કે, બકાંયશ્તોમાં પ્રથમ સર્વેથી શ્રેષ્ટ મિનો અહુરમજદની બંદગી કરવા વિષે અને પછી મિનો અને ગેતી દુન્યાના દેખિતા અને અનદીઠ ફરેસ્તાઓની આરાધના વિષે કે જેમનાં નામ ઉપરથી દિવસોને નામ મલેલાં છે તથા જેઓ ઘણાજ કીરત્તીમંદ, બલવંત, ફત્તેહમંદ અને ચમત્કારી છે; કયા ફરેસ્તાઓ પોતાનાં નામથી આરાધ્ય છે અને તેઓની કેવી પ્રકારની સેવા બજાવવી અને તેમને નમસ્કાર કરવી ઘટેછે; બંદગી કરનારાઓની લાયકાત અને તેમને મલતા બદલા વિષે તથા ઉદ્યોગ કરવા વિષે તેમાં વીગત આપીછે.

(૯) દીન કર્દમાં જણાવે છે કે, નીકાદુમનો પેહેલો વિભાગ પતકાર–રદિસ્તાન (લવાદને લગતો કાયદો) લવાદો અને લવાદનામાં, ચાર જાતના શબ્દો અને છ જાતની નિસાનીઓથી થતાં સાટાં, ઓરતો અને બાલકો, પરદેશીઓ અને મોહોતની સજાને લાયકનાઓ વિષે સાંભલીને અથવા જોઇને ચુકાદો કરનારા બાર જાતના લવાદો બાબેછે. બીજો વિભાગ જદમિસ્તાંન (હુમલો કરવાને લગતો કાયદો) કોઈ ઉપર હુમલો કરી તેને ઈજા કરવી, લોહી કાહાડવું અને બેભાન કરવા વિષે, મરદ મરદ સાથે, ઓરત ઓરત સાથે અને બાલક બાલક સાથે મુક્કીઓથી મારામારી કરે તે માટે તેમને શું સજા ઘટે તે વિષે, તેમજ ગુલામો અને બાલકોનું ખુન કરવા વિષે તેમાં જણાવ્યુંછે. ત્રીજો વિભાગ રેપિસ્તાંન (જખમનો કાયદો) તરેહવાર જાતના જખમો અને તેમની ખાશ્યતો વિષે છે ચોથો વિભાગ હમેમાલિસ્તાંન (તોહોમતદારોને લગતો કાયદો) છે જેમાં જુઠું બોલવા અને નીંદા કરવા વગેરેનાં ખરાં ખોટાં તોહમતો વિષે, સુવાવડી ઓરતોની સંભાલ કરવા બાબદ, ધર્મગુરૂઓ અને તેમના સાગેરદો સામેના તરેહેવાર ગુનાહો અને તાજેશો, તોહોમતદારોને મદદ આપવા અને તેમના ગુનાહ છુપાવવા, પરદેશીઓને મારવા, ખુન કરવા અને વૈદાંને લગતાં ફરમાનો વિષેની વીગત આપીછે. પાંચમા વિભાગમાં પાપ અને ગુનાહને લગતી પરચુટણ બાબદો આવીછે.

(૧૦) દીનકર્દ તથા બીજી રવાયેતોમાં આ નસ્કનું જે વર્ણન છે તેમાં તો ખ્વેતવદથ (સગપણમાં લગન કરવાં) ની બાબદ મલતી નથી. દીનકર્દમાં આ નસ્કમાં નીચલી બાબદો આવેલી જણાવવામાં આવેછે: ચોરનું કામ અને તે પકડાયા પછી શું કરવું; જુદી જાદી જાતના ચોરો; ઠગાઇ વિધા; ચોરેલો માલ ચોર કણે લેઈ લેવો; ચોરી અને લુંટ વચે તફાવત વગેરે.

આ અથવા હુસ્પારમ્.

પાપીઓને શું સજા મલેછે, તથા માણસના નસીબ ઉપર સરદારી ભોગવતા તારા વગેરે વિષે આ નુસ્કમાં ખુલાસો કરેલો હતો.[11]

ચિમ અથવા સકાદૂમ.

હુકમ કરવા વિષે, દરેક બાબદમાં ડાહપણ વાપરવા વિષે, સારાં માણસોનાં પાછાં જીવતાં થવાવિષે, અને હારેમનની તથા દેવોની પેદાએશનો નાશ થવાવિષેનું બયાન એમાં કરેલું હતું.[12]

---

દીકરાની તકશીરમાં બાપનો હીસ્સો; દીકરો અનજાનપણે ગુનાહ કરેતો તે માટે અને ઊંમરે પુગેલા છોકરાનાં અને જુદી રેહેતી ઓરતનાં પાપ વિષે બાપ તથા ભર્થાર અપરાધી નથી; લડવાનાં હથ્યારો ઓરતો, બાલકો અને ઈરાંનીઓ નહીં એવા લોકોને આપવાનું પાપ; બે ભરથાર રાખનારી ઓરત વિષે; ન્યાયાધીસો અને તેમના ચુકાદા; ગોસ્પન્દોની જાલવણી વિષે; તેમની ચોકી કરનાર કુતરા વિષે, ગોસ્પન્દો પોતાનાં બચ્ચાં જણે તે વેલા તેમને મદદ કરવા અને તેમને ખોરાક નહી આપવાથી તેઓ મરણ પામે તો તેના ગુનાહ વિષે; લડવૈયાઓના સર સામાન વિષે; લડાઈ સરૂ કરવા આગમચ દુશમન ઉપર કાસદ મોકલી કેહેવાડવું કે તેણે પાદશાહોના પાદશાહને આવી તાબે થવું તે વિષે, જે દીવસે લડાઈ કરવાની હોય તે કોઈને નહીં કેહેવા વિષે; લડાઈને દિવસે ઈજસ્ને કરાવવી અને પેહેલા તીર દાખલ દુશમન સામે અવસ્તા ભણેલી બર્સમ ફેંકવી તે વિષે, ગરમ પાણીનાં હમામખાનાંઓ, આતશ, લુગડાં, સ્થાલાના સામાન, ઘાસ ચારા અને અનાજની કાપણી વગેરે બાબદો છે.

(૧૧) દીનકર્દમાં કહેછે કે, હુસ્પારમના પેહેલા ૩૦ બાબોમાંનો એક અએર્પતિસ્તાન યાને મોબેદોના અભ્યાસ, મોબેદો, સાગેર્દો અને તેમની પાંચ ખાસ્યતોનું વર્ણન આપેછે. એક બાબ નીરંગિસ્તાનનો છે જેમાં જુદી જુદી જાતની ક્રિયાઓ, બે, ત્રણ અને ચાર વખત ભણવાના અવસ્તા, દિવસની પાંચ ગેહો અને તેમની ઘટતી ક્રિયાઓ, ગહમ્બારો, સુદરેહ કુસ્તી, બર્સમ કાપવી. પાણીની આરાધના, જર્વોસ્ત, હવાવ અને વિસ્તાસ્પનાં કુટુંબો વગેરેની બાબદછે. એક બાબ ગોહરીકીસ્તાન નામેછે જેમાં ઉમરાવ વર્ગ વિષે, ખરીદવા અને વેચવા વિષે, તથા પરદેશીઓ સાથે કામ કેમ પાડવું તે વિષે વર્ણન છે. બીજા વિભાગોમાં કોઈની મીલકત ખાઈ જવા, તાબેદાર અને નાફર્માન ઓરતો, પરદેશી ઓરતો, નર અને નારી બાલકોના કાયદા વિષે, ગોસ્પન્દોને ઉછેરવા, અનાજની ખેતી કરવા, જુદી જુદી જાતના ગુનાહો વગેરે વિષે, ઘેલા કુતરાઓ અને તેઓથી થતાં નુકસાન, દોલત ભેગી કરવાનાં સાધન, છોકરા છોકરીઓને પરણાવવા, સખાવત કરવાની ભલાઈ અને બગાડ કરવાની બુરાઈ, પાંચ સરસ કામો અને પાંચ નઠારા કામો, ગેરકાયદે ઝાડો કાપવા અને ગુજરેલાંઓને દાટવાનાં પાપ વિષે, બાલકોને જનવા અને તેમની માવજત કરવા વિષે, મીલકતની માલેકીના વાંધા, દતપુતર કરવા વિષે તથા વૈદકશાસ્ત્ર અને નજુમ વિદ્યા વિષે વર્ણન છે.

(૧૨) દીનકર્દમાં આ નસ્ક વિષે કહેછે કે, તેનાં પેહેલા ૩૦ બાબમાંનો એક કાયદાને જાણવાની અને તેને તાબે થવાની જરૂરયાત, તુરતનાં જનમેલાં બાલકો અને તેમની ઘટતી માવજત, આતશ અને તીક્ષણ હથ્યારોની સંભાલ, ઘોડદોડની સરતો, ખારાં, મીઠાં, ગરમ

**દ્રેશ્નધ્યો અથવા વીક-દેવદાદ્.**

આ નુસ્ક જે સાધારણ રીતે આપણામાં વંદીદાદને નામે ઓલખાયછે તેજ માત્ર હાલ સંપૂર્ણ રહ્યોછે, અને એમાં ખરાબી-થી માણસોનો કેમ બચાવ થઈ શકેછે તથા નસાથી તેને કેમ પવીત્ર કરી શકાયછે તેનું વર્ણન કરેલુંછે.

**દદત્ અથવા હાદોખ્તો.**

ભલાઈ તથા આભાર કરવાની કીંમતી નશીહત એમાં કરેલી હતી. જે કોઇ એ નુસ્ક પઢે તે હારેમનને પોતાની આગલથી દૂર કરી પોતે હોરમજદની નજદીક જઈ શકેછે.

**વાસ્તારેમ્ અથવા સ્તૂદ-યશ્તો.**

એ મધે હોરમજદ તથા અમસાસ્પંદોની તારીફ કરેલીછે. અમસાસ્પંદોની મદદ મેલવવાને જે ઘણી ઈચ્છા રાખતો હોય તેણે આ નુસ્ક ભણુવાની અગત્ય જણાવેલીછે.

---

અને થંડાં, વેહેતાં તથા સ્થીર પાણીના ઉપયોગ વિષે છે. એક બાબ હચીદકાનીસ્તાન ના-મનો છે જેમાં ખીજવાત ઉપજાવનારા શબ્દો અને જીવદાર પ્રાણીઓ અને ઝાડો તરફ ગેર વર્તણુક ચલાવવા, જુદી જુદી નીચાઈઓ અને જગાઓએથી દાટેલો ખજાનો શોધવા વગે-રેની બાબદ છે. એક બાબ ઝીયાનકીસ્તાન નામનો છે જેમાં જીવદાર અને નહીં જીવદાર જણસોનાં નુકશાનની વીગત છે. છેલા બાવીસ બાબમાં એક વશ્તિસ્તાંન છે જેમાં ગોશનદો વધારવા તથા કરજ કરવા, અનાજ ઉગાડવા વગેરેની બાબદ છે. એક બાબ વરિસ્તાંન નામેછે જેમાં જાદુને ગરમી તથા થંડી મારફતે પકડી કાહાડવાની રીત વર્ણવી છે. એક બાબમાં મદદ મેલવી તેનો બદલો વાલવા, ગેરવાજબી અને ડાહ્યા ન્યાયાધીસ, માતાએ અને ભાઈએ પરણાવેલી કન્યાઓ, નાફરમાન છોકરા વગેરે વિષે છે.



